# ચંપા શેઠાણી.

## (રસીક નોવેલ)

લેખક

" પ્રહ્લાદ " દામોદરદાસ

અમદાવા

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા મંગળદાસ જોઈતારામ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.

મોતીલાલ ગણુપતરામે છાપી.

મનહર પ્રિ. પ્રેસ પાનકોરનાકે, અમદાવાદ.

કીંમત રૂ. ૦—૮—૦



# ચંપાશેઠાણી.

## પ્રકરણ ૧ લું.

### ચંપા ગુમ.



જગના સહુ શાસ્ત્ર શમાપ્ત થશે.
પણ પ્રેમ પુરાણ ન પુર્ણ થાશે.
કાંઇ વર્ષ પરે વહી વર્ષ ગયાં.
અધુરી પણ જો રહી પ્રેમ કથા.
કવિયો કહી કાવ્ય અનેક ધયા.
રસીકો પણ કૈંક નિમગ્ન રહ્યા.
પણ એ રસતો નહિ શુષ્ક થયો.
નવલો, નવલો, હજી નિત્ય રહયો.

બરાબર રાત્રીના બાર વાગ્યાનો અમલ થઇ રહ્યો હતો અમા-વાસ્યાનો અંધકાર પછેડો અવનીપર પુર્ણ જામી રહયો હતો. કોઇનું મુખ પણ જોઇ શકાય નહીં તેવી ભયાનક સ્થીતી હતી. ચોર લોકો પોતાનું કાર્ય પાર પાડવા કટીબંધ થયા હતા.

શેરીઓમાં કુતરાઓ પણ ભસી રહ્યા હતા મનુષ્યો પણ પુર્ણ આરામમાં પડયા હતા. જગતની તમામ ઉપાધીને ત્યાગી આરામ લેવાનો વખત તે રાત્રી–મનુષ્યોમાંથી ભાગ્યેજ કોઇ પણ જાગતું હશે, આ વાર્તાના વખતમાં નાટક કે સીનેમા કાંઇ પણ ન હતા તેથી ત્યાંની પોલીસ પણ નિરાંતે નિદ્રાદેવીના ખોળામાં સુઇ રહ્યા હતા...

બરાબર આ વખતે કાઠીયાવાડના રત્નઘઢના ગામડામાં ત્રણચાર માણસો શરીરે કાળા બુરખા પરીધાન કરી પુર ઝડપથી ચાલતા હતા તે કોણ હશે તે આપણે જોવાની ખાસ જરૂર છે. આપણે તેની સાથે જવું પડશે.

ચાર આકૃતીઓ કાંઇપણ વાતોના ગપાટા વગર સીધ્ધી રીતે ચાલી જતી હતી. જાણે પોતાનું કાર્ય નીમગ્ન કરવામાં મસગુલ થયેલા ન હોય ? હા હતું પણ તેમજ તેઓ કાંઇ મહાન કાર્ય કરવા તૈથાર થઇ ચાલતા હતા. તેમાનો એક બોલી ઉઠયો.

" અલ્યા દોસ્તો આ કામ પુર્ણ થશે તો આપણને મહારાજા શું બદલો આપશે ?"

" શું તે કાંઇ હાથી ઘોડા ઓછાજ આપવાના હતા ? "

" આપશે વળી કાંઇક ! "

" અરે ભલા માણસ રાજા છે ! એ કામ પુર્ણ થશે તો ન્યાલ કરી નાખશે. "

" કાંઇ નહિ ભાઇ રાજા વાજા ને વાંદરાં ! રીજે તો ગામ આપે અને ખીજે તો જીવતા જવા દે તો પણ સારૂં ! એકે કહ્યું.

" ગમે તે થાય પણ આપણે આ કામ પુર્ણ કર્યો પછી વાત."

" હા–હા–બસ આપણે કામ કરો ફળ જરૂર મળશે. "

આમ વાતો કરતાં કરતાં તેઓ રાજમાર્ગ છોડી બીજા રસ્તા-પર આવી ઉભા રહ્યા.

દુર્જનસીંહ હવે કયાં જઇશું ?" તેમાંના એકે દુર્જનસીંહ નામના માણસને પૂછ્યું.

"જોને કયો માર્ગ લખ્યો છે ?" દુર્જનસીંહે જવાબ આપ્યો.

"આમાં તો–સુંદરલાલ રામપ્રસાદ, માંડવીની પોળ." આમ લખ્યું છે ?"

પેલાએ ગજવામાંથી કાગળ કાઢયો ને તે ઉપર કરેલું શીરનામું જોઇ તેણે કહ્યું.

"તો માંડવીની પોળ કઈ ?"

"આપણે ઉભા છીએ તેજ ને ?"

"હા–હા–તેજ–!"

તો ચાલો તપાસ કરો ! આમ બેસી રહે કાંઇ પત્તો મળવાનો છે ?" દુર્જનસીંહે જવાબ આપ્યો અને સર્વ તરતજ શોધ કરવા લાગ્યા.

રત્નગઢનો રાજા ગૃહરીપુ બદમાશ અને દારૂડીઓ તેમજ રંડીબાજી હતો, તેટલુંજ આ જગ્યાએ કહેવું બસ થશે. તેનો પ્રધાન પુત્ર સુંદરલાલ ધર્મીષ્ટ હતો. તેની સ્ત્રી ચંપા ઘણીજ હુંશીયાર અને પતિવૃતા હતી. આગળ ઉપર જે કવિતા આવી ગઇ તે આ જોડાને લાગુ પડતી હતી.

ચંપાના પિતા કેશવલાલ ધનાઢય હતા. તેથી કહો કે તેને ચંપા સિવાય કોઇ પણ ફરજંદ ન હતું. તેથી પણ કેશવલાલે ચંપાને ખુબ લડાવી હતી. અને કહેવા દો કે તેને લોકોએ બ્હેકાવી હતી તેમ કહેતા પણ સર્વથા ખોટુંજ હતું.

"ચંપા એટલે ચંપાનું ફુલ ? તમે તો સુગંધી મેળવી હશે ? તેના કરતાં આ ફૂલ કંઈક વધારે ! અને કાંઇ પણ શોધ્યું ન જડે તેવું ફૂલ ચંપા ?

તેના મરોડદાર અવયવો અને કોયલ જેવો સુરીલો અવાજ ! ખરેજ-ગમે તેવા હૃદયહીન મનુષ્યને પણ પ્રેમના ઉભરા લાવવા પુરતો હતો ચંપા ભણવામાં પણ તે હુંશીયાર. તે વખતે કન્યાશાળા કે હાઇસ્કુલો ન હતી ! પણ ગામઠી શાળાઓ હતી તે વખતે આજના જેવા મોટા પ્રોફેસરો કે વિદ્વાનો ન હતા. પણ મહેતાજીઓ હતા. ચંપા તેવાની શિષ્યા-તે વખતે લયલા અને મઝનુનાં પુસ્તકો ન હતા કે ચંપા તે વાંચીને પ્રેમપાઠ ભણી હશે ? પણ હૃદય તેનું પ્રેમી હતું.

સુંદરલાલ તેમની જ્ઞાતિનો હતો-દિવાનનો પુત્ર, અને ભવીષ્યમાં એ દિવાન થવાનો હતો તે વાત નિર્વીવાદ-વળી રૂપ રૂપનો ભંડાર ! દૈવ્ય કૃપાથી કે ગમે તે કારણે તે ભણવા કરતાં લડાયકનો વધુ અભ્યાસી હતો ! એક વખત સુંદરલાલ ગામનું વર્ણન કરવા નીકળ્યો. અને કુદરતી સીનો જોવામાં તે એટલો બધો ગુંથાઇ ગયો કે તેને વખતનું પણ ભાનજ ન રહ્યું-તે સીન પાણીના સુંસવાટા કરતો મહાસાગર ન હતો પણ નદીનો હતોજ અને જંગલ-ઝાડ ઝાડ કરતો તે ત્યાંજ થોભી ગયો.

આ વખતે ચંપા અને સરખી સાહેલાણીઓ પણ ફરવા આવી હતી. નદીના કિનારાપર સુંદર બાગ હતો. સુંદરલાલ પણ ત્યાં ગયો. ચંપા અને તેની સહીઅરો રમત રમવામાં મશગુલ થઇ દાવ છુટયો. ચંપા બધા વિખરાયા. દાવ આપનાર છોકરી દોડી. અને તેમાંથી કોઇને પકડવા વધૂ ઉત્સુક બની. "અલી ! આવું છું હં કે ?" આમ કહી તેણી દોડી. અને સાથે તમામ વિખરાઈ અને સંતાઈ ગઇ.

પેલી છોકરી દોડાદોડી કરી કોઈને પકડી લાવી. સુંદરલાલ હજુ આ રમત જોતો ન હતો તેનું ધ્યાન તો કોઇ અવનવુંજ દ્રસ્ય જોવામાં ગુંથાયું હતું ! કોણ જાણે શું જોતો હતો ?

આમ સુંદરલાલ કુદરતી સીનો જોવામાં મશગુલ થયો હતો તેવામાં બુમ આવી, બધી છોકરીઓ પણ દોડી અને સુંદરલાલ પણ જાગૃત થયો આમ જાગૃત થતાં કાનપર હજુ બુમ આવતી રહી તેથી તે ત્યાં ગયો અને જુએ છે તો ચંપા બેભાન અવસ્થામાં પડેલી. આવી સ્થીતી જોઇ સૌ બાળાઓ ગભરાઇ અને તેના પિતાને ખબર આપવા દોડી ગઇ.

સુંદરલાલ તેનું લાવણ્ય જોઇ ઘડીભર વિચાર મગ્ન થયો પણ તેની સ્થીતી જોઇ તરતજ તૈયાર થયો. તપાસ કરી તો તેને ઝેરી ા૫ કરડયો હતો. સુંદરલાલના હૃદયમાં ચંપાને જોતાંજ પ્રેમનાં બીજ રોપાયા હતા. તે કેમ ઉભો રહે ? તરતજ તેણે પગનો અંગુઠો ચુસ્યો અને જોત જાતામાં ચંપા ભાનમાં આવી શરીર મરડી તે ઉભી થઇ. પણ પોતાની પાસે એક પરાયા પુરૂષને જોઈ તે વિસ્મય થઇ ને ઘડીભર બંન્ને વચ્ચે શાંતિ પથરાઈ. પણ હૃદયમાં તો તોફાન થતું હતું ચંપા પણ પ્રેમ બાણથી ઘવાઇ રહી હતી.

"આપ કોણ છો ?" શાંતિનો ભંગ કરતાં ચંપાએ પુછ્યું.

"હું દિવાન પુત્ર સુંદરલાલ તમારો ઉપકારી !"

"કેમ. મારા ઉપકારી ?" ચંપા જાણતી હતી છતાં પણ તેણે પુછ્યું,

"આપ બેભાન અવસ્થામાં હતા. તે વખતે આપને મેં ઝેર ચુસી બેભાન દશામાંથી ભાનમાં લાવી મુકનાર ? કહો હું તમારો ઉપકારી ખરો કે નહિ ?" સુંદરલાલે પુછ્યું.

" હા—બસ કહો તો ત્યારે એ ઉપકારના બદલામાં હું આપને શું આપું ? " ચંપાએ શરમાતાં શરમાતાં પૂછ્યું.

" શું આપ બદલો આપી શકશો ? " સુંદરલાલે જણાવ્યું.

" હા યોગ્ય બદલો ચોકસ આપીશ. "

" તો મારૂં ગુમ થએલું હૃદય મને મેળવી આપો ? "

આ સાંભળતાં ચંપા શરમાઇ ગઇ કાંઇ બોલી નહિ. બન્ને પ્રેમી યુગલ ઘડીભર સુખ માણવા લાગ્યું.

" ઓ ચંપા-!" આમ કરતાં તેમને બોલાવા ગએલી તેની સહચરી સાથે તેના પિતા આવી પહોંચ્યા—ને તેને જાગૃત દશામાં જોઇ તે ખુશ થયા.

" પિતાજી—મને બચાવનાર આ ? " પાસે ઉભેલા સુંદરલાલ તરફ આંગળી કરી ચંપા બોલી—

"કોણ—વીર ? તમારૂં નામ શું ? "

" મારૂં નામ સુંદરલાલ ! " પોતાની ઓળખ આપતાં તેણે કહ્યું

" સુંદરલાલ—દિવાન પુત્ર ? "

"હા, આપની સમક્ષ હાજર છે ! "

"કહો—આપના ઉપકારના બદલામાં હું શું આપું ? "

" મારે ત્યાં કાંઇ નાણાંની ખોટ નથી તેમજ હું કાંઇ તમારા કરતાં નીચા કુળનો નથી.............." બોલતાં બોલતાં સુંદરલાલ અટકી પડયો.

" ઠીક છે તે બાબત હું સમજ્યો ચંપાને પુછીને જણાવીશ !" આમ કહી બધા વિખરાયા.

અત્રે ઉલેખ કરવાની જરૂર નથી કે ટુંક મુદત પછી આ લોકો લગ્નની પવિત્ર ગ્રંથીથી જોડાયા.

રત્નગઢનો રાજા ગ્રહરિપુ નરાધમ હતો. દારૂડીઓ અને વ્યભીચારી હતો તેનો હલકો ખવાસ હજુરીયો મદનલાલ પણ તેવોજ હતો. અને કોઇ પણ સારી સ્ત્રી તેની નજરમાં આવે તો રાજાને તેના વખાણ સહ કહેતો કામાંધ રાજા, પ્રજા એટલે પોતાના બાળક તે ભૂલી ગયો હતો. ફકત તેને વિષય વાસના તૃપ્ત કરવા ગમે તેવા કાળા ધોળા કરવા તે તૈયાર થતો.

રાજા ગૃહરીપુ તેના ખાનગી મહેલમાં હતો અને દારૂને તે પુર ઝડપથી ઇન્સાફ આપી રહ્યો હતો તેવામાં મદનલાલ ત્યાં આવ્યો મદનલાલનું પણ મદ્યપાનથી સન્માન થયું અને બેઠા.

" મદનલાલ—કહો આજ કાંઇ સમાચાર ? " રાજાએ તેને પુછ્યું. " હા મહારાજ આજ નવા સમાચાર છે. સાંભળો, હું અત્યારે માંડવી પોળમાંથી આવું છું. ત્યાં સુંદરલાલની સ્ત્રી અહા ! સબજપરી ! અરે લાવું ! જાણે ઈંદ્ર લોકની અપસરા ! હુકમ હોય તો લાવું ! "

" એમજ ત્યારે રાહ શું જોવી ? જાવ જલદી આવો ! મદનરાય આ કામમાં પૂર્ણ થાય તો હું તમને દશ હજાર આપીશ ! હાલતો આ સોનાની કંઠીથી રીઝો ! " આમ કહી રાજાએ પોતાના ગળામાંથી અણમોલ હીરા હાર જડેલી સોનાની કંઠી આપી અને તે લઇને મદનલાલ વિદાય થયો.

અને આપણે વાર્તાની શરૂઆતમાં જાણી ગયા કે તે બદમાશો બીજા કોઇ નહી પણ મદનલાલના મળતીયા દુર્જનસીંહ અને બીજા ત્રણ જણા આવ્યા આખરે આ ચારે ચંડાળ ચોકડીએ સુંદરલાલનું મકાન શોધી કહાડયું અને બારી વડે તેઓ અંદર દાખલ થયા.

ચંપા આ વખતે ભર નીંદ્રામાં હતી. સુંદરલાલ પણ આ વખતે જાગૃત ક્યાંથી હોય? નરાધમો અગાસીદ્વારા અંદર પ્રવેશ કરી ચુકયા હતા. અને ચારે જણા ઉભા રહ્યા.

" ચાલો ઉભા કેમ રહ્યા છો? નાંખો દવા ! "

" જેવો હુકમ ! " આમ કહી તેમાંના એકે ચંપાના ખાટલામાં બેભાન થવાની દવા નાંખી અને ઉંઘમાં ને ઉંઘમાં હવાદ્વારા કિરણો નાકમાં ગયા અને ચંપા બેભાન બની. નરાધમોએ તેને ઉપાડી ત્રણે જણા બહાર ઉતરી ગયા અને ચોથાએ પણ ચંપાને જાળવીને ઉતારી અને ચાલતા થયા.

જોત જોતામાં તેઓ એક જંગલમાં આવી પહોંચ્યા અને રાજાએ કરેલ સંકેત મુજબ તેઓ એક જગ્યાએ પહોંચી ગયા સવારે સુંદરલાલ જાગૃત થયા. અને ચંપાને ન જોવાથી ગભરાટમાં પડયા. ચંપા ! એટલે શુંદરલાલનું હૃદય ! હૃદય ગુમ થયા પછી મનુષ્ય કેવો હોય? વાંચક ! તે બાબત તારે વિચાર કરવાનો છે ! ! અને સુંદલાલની પરિસ્થીતીનો વિચાર કરવાનું કાર્ય ત્હનેજ સોંપું છું. હાલ તો "ચંપા ગુમ" આટલુંજ પુરતું છે.



११ १३५३८

# પ્રકરણ બીજું.

## મદનરાય.

ગુહરીપુના રાજ્યની પાર સ્થીતિ સાથે આપણે મદનલાલનો પણ ગાઢ સંબંધ હોઇ આપણે તે બાબત જાણ્યેજ છુટકો !

મદનરાય એક ઉચ્ચ કુટુંબી ન હતો નહતો તે ખાનદાન માતાપિતાનો છોકરો ! પણ નીચ જાતનો. તેનો પિતા હતો તેનો પિતા દાજી જાતે કોળી હતો. દાજી ગરીબ સ્થીતીનો હતો. તેમ નહિ પણ ભીખાંરીજ હતો. એક વખત દિવાનને ત્યાં દા[illegible] ભીખ માંગવા ગયો હતો દિવાન એટલે વૈભ[illegible] માણસ પટાવાળા[illegible]એ તેને રોકયો. છતાં દાજી ઉભો ન ર[illegible] [illegible]થ પટાવાળાએ દાજીને ફટ[illegible] માર્યો દાજીપડયો અને બુમ મારી "ઓ બાપ બચાવો—" આ બુમ અંદર બેઠેલા દિવાન અને તેના પુત્રના કાને પડી. તરત દોડતા આવ્યા તેમનું હૃદય દયાથી ભરાઇ આવ્યું અને દાજીને હાથે ઉપાડી તરતજ પોતાના રૂમમાં લાવ્યા અને ચાકરી કરવા માંડી પણ અભાગી દાજી ન બચ્યો જતાં જતાં તેણે મદનને તેમના શરણે સોંપ્યો અને દાજી આ લોક છોડી પરલોકમાં ચાલતો થયો.

ગમે તેવાની સંગમાં રહો પણ નીચ માણસ પોતાની જાત ઉપર જવાનો–કોલશાને ભલે સાબુથી સાફ કરો ગાડેગાડા ભરીને ગમેતેવી ઉચ્ચ જાતીના સાબુ મંગાવો અને ધુવો પણ તે કાળો તે કાળોજ ! તે કદીપણ ધોળો નહિ થવાનો તે નહિજ થવાનો ! ડુંગળી અને કસ્તુરી સાથે મુકો તરત ડુંગળીની વાસ આવશે દિવાને મદનને

રાખ્યો પાળ્યો. અને મોટો કરી તેને નોકરી પણ અપાવી. અને તે રાજાના હજુરીયા તરીકે ? રાજા તેનું કામ જોઇ ઘણા રાજી થયા. હતા અને તેમાંથી તેનો પત્તાના સાથી તરીકે દરબારમાં બેસવાની રજા આપી,

નીચને તરતમાં મહાન જગ્યા મળે તો તેને પચેજ નહીં.

હજામને તમો ઉંચી જગ્યા આપો તો તે કદી પણ ટકી શકશે નહિ અને ટકે તો તે દરેક ઉપર ન છાજતો કરશે તે પ્રમાણે મદનરાયનું થયું.

મદનરાય ત્યાંથી ધીરે ધીરે દારૂનો પણ વ્યસની થયો ઘણાખરા કહે છે કે ગૃહરીપુ જ્યારથી મદનરાયના સાથીદાર થયા ત્યારથી વધુ ખરાબ થયા. અને પ્રજા તરફ વધુ બેદરકાર બન્યા ! એટલુંજ નહિ પણ વ્યભીચારી પણ થયા.

ગૃહરીપુ પ્રથમ ભક્તિવાન અને પ્રજાને પુત્ર શમાન પાળતો હતો આજથી ત્રીજી સાલ ઉપર પ્રજામા વધારે દુષ્કાળની બૂમ ઉઠી તે વખતે આ રાજાએ પોતાની મહેસુલ માફ કરી એટલું નહિ પણ તીજોરીમાંથી નાણા કહાડી આપ્યા હતા જે રાજાના પ્રજા વખાણ કરતી હતી કે—

" ધન્ય કૃપાળુ આજ. દીધો અમને નૃપમહારાજ,
દયા તણો અવતાર અને મહા દયાળુરાજ.
ઘણું જીવજો એ મહારાજ, તપો અવિચળરાજ.
પાળો પ્રજા સુખમાય ધન્ય અમારારાજ.
પ્રભુ તુજ ઘણા ઘણાઉપકાર એવા તે વાર.
નૃપ અમારા દયા તણા અવતાર

ભવ શીંધુના સાર.

આ પ્રાર્થના નાના મોટા બાળક અને વૃદ્ધ, સ્ત્રી અને પુરૂષ કરતા હતા. તે પ્રજા આજ રાજાના ત્રાસોની ફરીયાદ કરવા બહાર નીકળી છે ઘણા તો છડેચોક રાજાને વ્યભીચારી કહેતા હતા.

આ વરસ મેઘરાજની કૃપા કાંઈ પણ થઇ ન હતી ક્યાંથી થાય ? જે રાજનો રાજા વ્યભીચારી, દારૂડીઓ, રંડીબાજી હોય ત્યાં મેઘ-રાજા પણ કેમ ન કોપે ? છતાં મહારાજાએ પ્રજા પાસેથી વીઘોટી લેવા ઠરાવ કર્યો અને માણુસોને તે વીઘોટી વસુલ ન થાય તો તેઓને કેદ રાખવા હૂકમ કર્યો.

" મહારાજ—આ માણુસ વીઘોટી આપતો નથી ! " દરબાર ભરાયો હતો તે વખતે મદનરાયે પોતાના માણુસદ્વારા રત્નગઢના ખાનદાન કુટુંબના માણુસને લાવી હાજર કર્યો. વીઘોટી ઉઘરાવવાનું કામ મદનરાયને સોંપવામાં આવ્યું હતું.

" કેમ–અલ્યા વિઘોટી આપતો નથી ? "

" મહારાજ કૃપા કરો–ત્રીજી સાલ વરસાદ ન થયો તે વખતે આપે રહેમ બતાવી હતી. ને તેથી અમોએ આપને ગઈ સાલ બંને વરસની ભરી તેમ આ સાલ કરો ! માબાપ ! " આમ આવનાર માણુસ નમી પડયો.

" નહીં બને. કાંઇ રાજની તીજોરી તળીઆ ઝાકટ થાય ! અને તમારી પાસેથી દાણુ અમે જતી કરીએ તે કેમ બને ! "

આ દિવાનથી ન સહેવાયું તરતજ તે બોલી ઉઠયા—

" બાપુ–એક સાલ રાંડોને ઓછી નચવો ! પ્રજા દુઃખમાં ચગદાય જ્યારે રાજમહેલમાં, દરબારમાં, દારૂ અને રાંડો હોય છે ! તો

રાજાએ તો રહેમ કરવી જોઇએ ! રાજા એટલે પ્રજાનો પિતા પ્રજાનો રક્ષક ! ”

“ એટલે તમે શું કહો છો ? ” દારૂનો પ્યાલો પીતા પીતા રાજા રાડ પાડી ઉઠયા.

“ એટલે એજ—”

“ વધુ બોલતા ના ! જેમ મ્હોડે ચઢાવ્યા તેમ વધુ બોલતા શીખ્યા છો કેમ ?

“ મહારાજા સાચા દીવાનની ફરજ છે કે તેણે રાજાને પ્રજાના હિત માટે ગમે તે ભોગે સત્યજ કહેવું જ્યારે રાજ્યની તિજોરીમાંથી નાણું ખૂટયું તે વખતે પ્રજા ઉપર કર નાખવા માંડયો. તમો તો હજુ પણ તમારા નાચ અને આ નાશકારક દારૂના વ્યસનમાંથી છુટતા નથી ! અધુરામાં પુરૂં વરસાદ ન થયો અને પાક પણ ન થયો એ પણ તમારા પાપે ! ”

“ જાવ–દીવાનજી. મને તમારૂં ડાહપણ નથી જોઇતું ! હાલને હાલ તમો બહાર જાવ–રાજ્ય બહાર જાવ ! ” રાજા ગુસ્સે થયા. અને દિવાનને રાજ્ય બહારનો હૂકમ મળ્યો.

“ ભલે હું જાઉં છું–પણ રાજન યાદ રાખજો કે મદનરાય રાજ્યનું નામનિશાન ખોશે આપની ઇજત ગુમાવશે. ”

“ ભલે ભલે–તેમાં તારૂં શું જાય છે ? ”

“ દિવાન ચાલી જતા રહ્યા, અને સભા પણ દિંગજ બની ગઇ. કોઇ પણ કળી ન શકયું કે આ શું થયું ?

“ જોયું રાજાજી મારાપર દિવાનને કેટલો બધો ખાર છે ! અદેખાઇનો સાગર ! ”

“ કાંઈ નહિ ! જા આ ન માને તો છ માસ જેલ મોકલો ? ” તરતજ રાજાએ પેલાને હૂકમ કર્યો.

મહેસુલ નહિ ભરનાર રત્નગઢનો પ્રખ્યાત વેપારી હતો પણ આવા સમયમાં ખાવાના ફાંફાં ત્યાં મહેસુલ કયાંથી ભરે ? અને આથી તે જેલમાં રહ્યો.

રામપ્રસાદ દિવાન ચતુર અને હોંશીયાર હતાં. પ્રજા તેમને અપૂર્વ માનથી જોતી હતી. તેમજ પ્રજાના હીત માટે તે તૈયારજ હતા તેમના ગયા પછી પ્રજાનું શું થશે ? પ્રજા તેમના માટે શોક કરવા લાગી. રામપ્રસાદના ગયા બાદ ઘણી ઘણી વિનંતિ કરી થાકયા. પણ હઠીલો રાજા તરતજ બોલી ઉઠયો " પણ તે કેવો અભીમાની જો તેણે માફી માગી હોત તો આ શીક્ષા તેને સહન કરવી ન પડત. " રાજા પ્રજાને કહેવા લાગ્યા. અને જણાવ્યું કે દિવાનનું કામ હવેથી ચતુર અને કાબેલ મદનરાય કરશે આની ખુશાલીમાં મદનરાયે શરાબની પ્યાલી ભરવા માંડી અને પીવા માંડી અને ત્યાં બેઠેલા લોકોએ લલકાર્યું કે—

" પીઓ શરાબ સ્વર્ગની લ્હેજદતદાર "
ખુશબો સુંદર અને બનો ભરાવદાર.
આનંદ મય જીવની રાખે ન કલેશ કે કંકાશ
રહેવું હોય ખુશબો મહીતો બસ પીઓ શરાબ

આમ નરાધમો પોતાનું કાર્ય કરવામાં ફતેહ પામ્યા મદનરાય કે જેના ઉપકારથી તે આટલે ઉચ્ચ દરજ્જે ચડયો તે મદનરાય કેવો નીચ અને અપકારી નીકળ્યો તે આ ઉપરથી આપણે શીખીશું.

પ્રજામાં મદનરાયનો ત્રાસ ખુબ વધ્યો અને થોડાજ વખતમા પ્રજા તેનાથી કંટાળી ગઇ હતી. પણ લાચાર જ્યાં રક્ષકજ ભક્ષક થયો ત્યાં વાડ વેલો ખાય ત્યાં ફરીયાદ કયાં ? જે થાય તે ખરૂં.

---

# પ્રકરણ ત્રીજું

## રાજ સભામાં

સુંદરલાલ ઉઠયો અને પોતાની પ્રાણપ્રિયા ચંપાને ન જોવાથી તે બાવરો બાવરો બની ગયો ઘરના ખુણા ખુણા પણ શોધી વળ્યો પણ ચંપા ન મળી "હાય ચંપા ! માન પ્રાણ ! વ્હાલી ચંપા ! તું કયાં ગઇ ? સંતાઇ ગઇ હોય તો બ્હાર નીકળ, હું તોહરમત શહન કરૂ તેવી સ્થીતીમાં નથી ! વ્હાલી મ્હને તારા વીના કાંઇપણ ચેન પડતું નથી ! અહા ! પણ હજી સુધી કાંઇપણ પતો મળતો નથી ? હાય તે કયાં હશે ! તેને કોણ લઇ ગયું હશે ! લાવ તેના રૂમમાં જઇ પથારીઓ વીગેરે તપાશું "—

આમ બોલતો બોલતો તે ચંપાના રૂમમાં ગયો ચંપા શેઠાણી હંમેશા પોતાના ખંડમાજ રહેતા હતા. પથારી પણ ત્યાં ! જ્યાંથી ચંપા શેઠાણી ગુમ થયા તે જગ્યાએ સુંદરલાલ ખુબ ફેંદી વળ્યો પણ અફસોસ ! તેનો પત્તો મળેજ નહિ ! હવે શું કરવું.

વળી પાછો સ્વગત બડબડવા લાગ્યો—" પ્રિયા ચંપા તું જ્યાં હો ત્યાંથી સાંભળ ! ત્હને મારૂ આ પ્રેમભર્યું આલીંગન પવન દ્વારા પહોંચે તે સાથે તું સુંદરલાલની ભીષણ પ્રતિજ્ઞા સાંભળી લે. ' નરાધમો તારૂં હરણ કરનારાઓને હું બરાબર શીક્ષા આપીશ શીક્ષા આપીશ. તેમ નહિ પણ પુર્ણ વેર લઇશ ! ઓ નરાધમો ખચીત માનજો કે હવે તમારા પાપના દહાડા પુર્ણપણે ભરાઇ ચુકયા

છે નહીતર આ સુંદરલાલને સતાવો નહી ! હા. ચાલ પણ મારા પિતાશ્રીને તે બાબતની ખબર આપું " આમ બોલતો બોલતો તે લુગડાં પહેરી જવા તૈયાર થયો.

અને તે જોત જોતામાં દરબારમાં આવી પહોંચ્યો. દરબારમાં જતાં રસ્તામાં તેના પિતા મળ્યા. પિતાનું મ્હોં ઉદાસ જોઇ તે ગભરાયો પણ તરતજ પુછ્યું " વ્હાલા પિતાજી ? આપનું મુખ ઉદાશ. શા માટે ?"

" બસ—આપણને રાજ્યમાંથી બ્હાર જવાનો હુકમ છે— સત્યના માટે. "

" એમ ભલે ! સત્યને ખાતર રાજા હરીશ્ચંદ્રે રાજ્યપાટ ગુમાવ્યું અને પુત્ર રોહીત સ્રી ઇત્યાદિને વેચી પોતે પણ નીચને ઘેર પાણી ભર્યા વ્હાલા પિતા હંમેશા સત્ય ને દુઃખ સહન કરવાનું આવે છે.

" સત્ય વદતા અવની પરે, દુઃખનો નહિ પાર છે,
સત્ય ખાતર લો ફકીરી. તોજ બેડો પાર છે.
અવની ઉપર બધુ પાપ મય, સંસારમાં નજરે પડે.
દુનીયા બધી ગુથાઇ રહી રહી ને પાપની પડખે પડે.

પિતાજી ! પિતાજી ! એ કોઇ વાતનો શોક કરશો મા ! પણ એક નવી દુઃખદ બીના જણાવવી પડે છે ? વ્હાલા પિતા ! પુત્ર શરમ મુકીને આપને કહેવા માગે છે......બોલતાં બોલતાં સુંદરલાલની જીભ અટકી ગઇ અને આંખમાંની ચોધાર આંસુની ધારા વ્હેવા લાગી.

" બોલ—પુત્ર—બેટા બોલ–! એવું શું વિપદ વાદળ શીર ઉપર આવી પડયું ! કહેતો ખરો !...આમ રડે તે કાંઇ દી વળે ?

રામપ્રસાદે પણ પોતાની ધીરજ મુકતાં મુકતાં કહ્યું.

" પિતાજી પિતાજી શું કપેવું " સુંદરલાલે રડતા સ્વરે કહ્યું.

" બેટા ધીરજ ધર ! ને ધીરજથી દુઃખના વાદળ દુર થશે !

બેટા—તું આમ રડીશ તો તારા પિતાની શું દશા થશે ? તે તું જાણે છે ? જેને તેં ધીરજ આપી ! તેવો તું હાલ કેમ આમ બની ગયો છું ! બેટા બોલ બોલ કહી દે મને તારી આખનાં આંસુ મારૂં હૃદય પીગળાવી દે છે ! બેટા બોલ.. એવું તે શું તારી ઉપર દુઃખનું વાદળ આવી પડયું છે !"

શું કહું પિતાજી ! મહા ભયંકર કષ્ટ આવી પડયું ! હા પિતાજી આપણું ભાગ્ય કઇ બાજુએ છે તેની મને ખબર પડતી નથી ! પિતાજી આપણી દશા ઘણી કઠણ છે, ખરી વાત છે કે:—

દશા કરે તે દુશ્મન ન કરે,
દુશ્મન ભુંડું ભાખી રહે;
દશાના દુઃખનો નહિ પાર,
મોત આવે ન મુકે પાર.

પિતાજી દશા ! દશા ! મહા કઠન છે ! બાપુ આપનું દુર્ભાગ્ય છે નહિ તો આમ થાયજ નહિ ! બાપુ ચંપા જેવી સુકોમળ બાળા આપની આજ્ઞા પાલક પુત્ર વ ......"બોલતાં બોલતાં સુંદરલાલની ફરીથી જીભ અટકી ગઇ "બેટા તું મને ન લલચાવ ! જે બન્યું હોય તે સત્વર જણાવ ! હા દશા તો આપણી કઠણ છે. નહિ તો સત્ય કહેતાં આપણી આ હાલત ? ધર્મ કરતાં ધાડ આવી પડે ? હા બેટા ! શી વાત છે. દશા કરે ને ઓછું" દશા તો મહા બુરી વસ્તુ છે. ઘડીમાં રંજાડનાર પણ તે દશા ! બેટા સત્વર બોલ ! હવે મારી ધીરજ ખુટી છે ! મારા માથે હજુ શું શું થવાનું છે તેની મને ખબર પડતી નથી. બેટા ! કહે કહે ! હવે વધુ ન તલસાવ ?"

સજળ નયને [illegible] ને તેના પુત્રને કહ્યું.

" બાપુ, સુકોમળ [illegible] ચંપા.........:

ચંપા......ચંપા તને શું થયું ? શું તેને તે કંઈ દર્દ થયું છે ! આમ બોલતા બોલતા અટકી કેમ પડે છે !

"ચંપા ગુમ ! કોઈ બદમાસો તેને ઉપાડી ગયા લાગે છે !"

"હાય ! શું મારી પુત્રી વધુ પણ ગુમ ! ઓ દૈવ ! એવું શું કરવા માગે છે. આ પ્રાણી ઉપર કેટલા વાદળ વરસાવવા માગે છે મને તારી કાંઇ ખબર પડતી નથી શું તેં તપાસ કરી ?" રડતાં રડતાં રામપ્રસાદે પુછ્યું.

"બાપુજી ! તપાસ ક્યાં કરવી; તેજ મહને ખબર પડતી નથી.

"હા હું ચોકસ માનું છું કે આ બધો જુલ્મ રાજા તરફથી કરવામાં આવ્યો જણાય છે !"

"શું રાજા તેવો નિર્દય થયો ? રાજા પ્રજાની વહુ પુત્રી ઉપર અત્યાચાર કરવા લાગ્યો બાલા પિતાજી ! જો તેમ હશે તો ભુમી રસાતાળ જશે ! મેગરાજા કોપશે, રાજા એટલે રક્ષક ! પ્રજાનો પિતા ! તે કદી આવો થાયજ નહી !"

"ચોકસજ આ કારસ્થાન રાજાનું તેના હજુરીયા મદનરાયનું જણાય છે !"

શું આપણું ખાઇ તૈયાર થએલો આપણા પ્રતાપે આવિ ઉંચો ચડેલો નીચ મદનરાય ! આવો નરાધમ, નીચ નીકળ્યો. દુધ પાઇ સાપ ઉછેર્યો તે આપણને ડસવા માટે ? બાપુના ના- તેવું થાય નહી ; મદનરાય પોતાના પાળકના પુત્રની સ્ત્રી ઉપર આવો ક્રુર બનેજ નહી !"

"હા મને ચોકસ ખાત્રી છે ! ગઇ કાલ રાત્રીના વાત ચાલતી હતી. તે વાત એ હતી અને તે કોઇ સ્ત્રીને પકડવાની જાળ હતી. તે ચોકસ છે !"

"તો તમે શી રીતે જાણ્યું ?"

"સાંભળ બેટા !" આમ કહી દિવાને ગઇ કાલની વાત કહેવા માંડી." રાજા પોતાના મંડપમાં બેઠો બેઠો દારૂના પ્યાલા ગટગટાવી રહયો હતો તેવામાં મદનરાય ત્યાં આવ્યો. અને કાંઇક માનની વાતો ચાલતી હતી. હું બારણા આગળ ઉભો રહ્યો હતો. તેથી મારા કાને "આજ રાત્રે" આમ કહી રાજાએ તેને સોનાની કંઠી પણ તે કામ પુર્ણ કરવા આપી હતી."

"ઓ નરાધમ મદનરાય ત્યારે તો તારૂં આવી બન્યું તે ખાત્રીથી સમજજે" સુંદરલાલે હાથમાં તરવાર લેતા ગુસ્સાથી કહ્યું,

"બેટા ! શાંત થા ! ઉતાવળ કરવામાં કાંઇ માલ નથી ? ઉતાવળે આંબાં ન પાકે ધીરે કામ કરવાનું છે પણ તે પહેલા તો આપણે દેશવટે નીકળવાનું છે." "હા બાપુ તમે દેશવટાની તૈયારી કરો, હું દરબારમાં જઇ આવું અને તે બાબતની તપાસ પણ કરતો આવું ?! આમ કહી તેઓ વિખરાયા.

સુંદરલાલ તેના પિતાના વચન સુણી ગુસ્સામાંને ગુસ્સામાં ત્યાંથી રાજદરબાર તરફ ચાલ્યો ઘડીમાં તે તરવારની મુઠપર થાથ મુકતો તો ઘડીમાં મુછ પર તાલ દેતો વળી ઘડીમાં તે મનમાં કાંઇક ગણગણતો હતો "ઓ નીચ પિશાચો ? શું તમેજ આવા થયા છો ? પ્રભુ તેમના આવા કાર્ય કેમ શાંખી રહેશે ! જરૂર પ્રભુ તેમને સજા કરશે પ્રભુ તો કરશે ત્યારે કરશે પણ મ્મારે કેમ બેસી રહેવું જોઇએ ? શું બાયલો છું, હિચકાર છું ? ના ના મારે પણ પુરૂષાર્થ કર્યેજ છુટકો? હું પણ તે પાપીને શા માટે જતો કરૂં ? હાય પણ શું રાજા પણ ભ્રષ્ટ બુદ્ધિનો થયો ? શું પ્રજાની વહુ દીકરી પર તે પણ કોપ્યો છે. કુદ્રષ્ટા કરી રહયા છે ! હા ! ઓ પ્રભો ! હવે શું થશે ? મારા પ્યારા રત્નગઢની શી સ્થીતી થશે ? જો મારૂં ચાલે તો પ્રજાને આ

વાતની જાણુ કરી પ્રજામાં બંડ ઉઠાવું અને રાજા ઉપર બંડ થાય પ્રજામાંથી કોઇ પણુ મહેસુલ ન આપે ! અને સૈન્ય તમામ રાજાના હુકમનો અનાદર કરી–રાજા સામે હથીઆર ધારણુ કરી ઉભા રહે ! અને રાજાના પાટવી કુંવર રીપુદમનસિંહને રાજગાદી અપાવું ! પણુ લાચાર ! અત્યારે તો સિંહ પોતે વિયોગના દુઃખથી રીબાઇ રહયો છે ત્યાં તેને કોની પડી હોય ! હા ધણુ પ્યારા રત્નગઢના મનુષ્યો અત્યારે મનુષ્ય તો નથી પણુ આ ઝાડભુમિ અને આકાશમાં ઉડતાં પક્ષીઓ વીગેરે શાંભળો એક વખત એવો લાવીશ કે રત્નગઢની ગાદી પર રીપુદમનસીંહનો ડંકો વાગે ! અને રંડીબાજ રાજા જેલમાં રહે જ્યાં સુધી મારી પ્રતિજ્ઞા પુર્ણ ન થાય ત્યાં સુધી મારે કમ્મર પર તલવાર લટકાવવી હરામ છે ! હરામ છે નહિ પણુ તેને બાંધવી પણુ હરામ છે !" આમ બોલતો બોલતો તે આગળ ચાલવા લાગ્યો વળી બે હાથ જોડી ઉંચા આકાશ ભણી નજર કરી તે બોલ્યો " દીન દયાળુ મને મારી પ્રતિજ્ઞા પુર્ણ કરવાનું સંપુર્ણ બળ દેજે ! પ્રજાના સુખ ખાતર મને મારા સુખોના ત્યાગ કરવાની તું પ્રેરણા કર ! દયાળુ તુ મ્હને બળ આપજે તારો બાળક વારંવાર કળગરી તારી પાસે તેજ માગે છે, " આમ બોલતો બોલતો તે દરબાર આગળ આવી પહોંચ્યો દરબારીએ તેમને નમન કર્યું પણુ ગુસ્સા અને ક્રોધની લાગણીથી ભરેલો સુંદરલાલ કોઇપણુ બાજુએ નજર કર્યા વગર સીધો દરબારમાં ચાલ્યો ગયો દરબારી જનો તેના તરફ નજર માંડી તે જોઇ રહ્યા આ વખતે રામ જેવો દેખાતો હતો મદનરાય તેને જોઇ ગભરાયો પાપી હમેશાં બીકણુજ હોય ! સુંદરલાલને ત્યાં હાજર જોઈને મદનરાય ગભરાયો દારૂનો ભરાતો પ્યાલો પણુ પીવો છોડી દઇ તે ચાલવા લાગ્યા સુંદરલાલે તેને પકડયો અને ધમકાવ્યો

ને પુઝયું "નરાધમ લારા અન્નદાતાનું બેકું કરવા તૈયાર થયો તને ખબર છે ભીખારીપણામાંથી ત્હને આ દશા પર લાવનાર કોણ ?" ત્હમે......"બીતા બીતાં જવાબ આપ્યો.

" સાચું બોલ ગઇ રાત્રે તમે શું કર્યું છે ! "

" અમ્હેં કાંઇપણ કર્યું નથી ? આ બાપુ હતા ?" આમ કહી તેણે બાપુ તરફ નજર કરી રાજાએ કહ્યું "તેણે ગઇ રાત્રે કાઇપણ કર્યું નથી. આખી રાત્રી તે મારી પાસેજ રહયો હતો. "

"રાજાજી આપ સાચું બોલોજ નહી ! આપના માટેજ આ બધુ કારસ્થાન રચાયું હતું અને પુર્ણ થયું છે !" સુંદરલાલ ક્રોધમાંને ક્રોધમાં બોલી ઉઠયો.

" શું મારા માટે હું એવો અકલ વગરનો નથી ? સુંદર બોલતાં વિચાર કર ! તારા બાપાને રાજ બ્હાર જવાનો હુકમ કર્યો છે. " હા મ્હને ખબેર છે હું તુરતજ બ્હાર જાઉં છું પણ તે પહેલાં આ નીમકહરામને હું યમદ્વાર પહોંચાડી દઉં" આમ કહી તુરત તેણે તરવાંર મ્યાનમાંથી કહાડી અને પાપી મદનરાય પર ઉગામી અને જોત જોતામાં જાણે હમણાં તેના માથા ઉપર ફરી વળશે અને મદન-રાયનું મસ્તક ધડથી જુદું થશે પણ તે પહેલાંજ પાછળથી રાજસેવ-વકોએ આવી સુંદરલાલને પકડયો અને તરવાર હાથમાંથી ઝુંટવી લીધી

" સુંદરલાલ ત્હમે દિવાન પુત્ર છો ! તેથી માનસર કહેવામાં આવે છે કે ત્હમે બ્હાર જાવ ! નીચ રાજ્ય દ્રોહી મારા રાજ્યમાં ન જોઇએ ! ત્હમે જાણો છો કે હમણાંતો પ્રધાન મદનરાય છે વળી તેનું ખુન કરવાની તમે કોશીશ કરી હા ! ખરે મારા સેવકો ત્યાં ન આવી પહોંચ્યા હોત તો તમે ખુન કરત ! પણ તે બધું હું તમને દયાને ખાતર છોડી દઇ જતા કરૂં છું ?" ફરીથી યાદ રાખજો કે રાજ્યમાં

પગ મુક્તા ના ! નહિતો મારા સેવકોને મારે ન છુટકે હુકમ આપવો પડશે અને તેથી તમે નાહક જેલમાં પડશો ? "

" મહારાજ મારે તમારી દયા ન જોઇએ ! પાપીઓનું પાપ તેની મેળેજ ખુલ્લું થશે. પ્રજા દ્રોહી થવું તે કરતાં રાજ્ય દ્રોહી થવું તે ઘણુંજ સારૂં છે. મહારાજ પ્રજાને લીધેજ રાજા છે ! આજે નહિં પણ કાલે સત્યનો વિજય થશે ! થશેને થશે ! તે સત્યના ખાતર પ્રજાપર થતા અસહ્ય જુલ્મો ખાતર પણ મારે તેની સામે થવું જોઇએ ? "

સુંદર તું વણીક પુત્ર છો ? લડવાની તાકાત ત્હમારામાં ન હોય છતાં પણ ત્હમે આ બોલો છો તે અયોગ્યજ છે અને મારા લડાવેલા લાડનું પરિણામ છે. નહિ તો સુંદર કદીપણ બોલે ? સુંદર તો મારો રીપુદમનનો બીજો ભાઇ.

" રાજા કદી પણ પુત્રની ઓપર કુદ્રષ્ટી ન કરે ને કરે તો પુત્રે પણ પિતા સામે થવું જોઇએ ? ત્હમે મારાં પિતા છો ? હું આપનો પુત્ર છું પણ નીચ ખવાસ કોઇ મદનરાયની સોબતથી આપ બુદ્ધિહીન થયા છો પ્રજાની વહુ દીકરીની ધર્મિષ્ટ રાજાના રાજ્યમાં લાજ લુટાય એ આબરૂ થાય ? તે રાજાને શરમાવા જેવું છે ? તે સત્ય કહેવા ખાતર મારે આપને જુવાબો આપવા પડયા છે " શાંત પડતો સુંદરલાલ બોલ્યો.

આથી પાપી મદનરાય પુનઃ ગભરાયો ને જવા તૈયાર થયાં ચાર પાંચ ડગ ભરી તે જવા લાગ્યો પણ તરતજ સુંદરલાલ તાડુકી ઉઠયો અને બોલ્યો " અલ્યા નરાધમ ! ત્યાંથી એક પણ ડગ ભર્યું તો મર્યોજ જાણજે ! " અને તરતજ મદનરાય થોભ્યો પણ પાપાચારમાં ડુબેલો હોઇ તેની આગળ ઉભા રહેવાની તેની શકિત કયાંથી હોય ?

પગ થરથર ધ્રુજવા લાગ્યા ! આખું શરીર કંપવા લાગ્યું અને પાછો જવા માંડયો તેને જોઇ સુંદરલાલ તરત કુદયો અને તેનું ઝાંકુ પકડી રાજ સભામાં ઉભો કર્યો.

જો તારે મોતના પંજામાંથી બચવું હોય તો સત્ય કહી દે કે તેં ચંપાને કયાં સંતાડી છે ?" તરવાર હાથમાં કહાડી સુંદરલાલે પૂછવા માંડયું,

" મ્હને કોઇપણ પ્રકારની ખબર ચંપાબા બાબતની ખબર નથી. તેમ ચંપાબા કયાં છે ? તેની પણ ખબર નથી" તેવો જુવાબ આપ્યો.

આખી સભા ચંપા ગુમના સમાચાર જાણી દીલગીર થઇ અને ભારે ગમગીની પથરાઇ રહી. રાજા ગૃહરીપુ તો આ બધો સમય પુતળા સમાન બેસીજ રહયો.

" શું તું ખરૂં નહિ કહે ?" સુંદરલાલે હાટી દેતાં કહયું. " પણ હું જાણુતો હોઉં તો કહુ ને ? "

એમ ત્યારે તો લેત્તાજા નીચ ! પ્રજાના લોહી તરસ્યા લે હવે તારા પ્રભુનું સ્મરણ કરી લે !" આમ કહી તેણે તરવાર ખેંચી રાજાએ આ જોઇ પોતાના હાથ વતી તાળી પાડી અને સિપાઇઓ તૈયાર થઇ ત્યાં જઇ પહોંચ્યા. અને જોત જોતામાં સુંદરલાલના હાથમાંથી તરવાર ઝુંટવી લઈ તેને પકડયો. અને રાજાએ તેને હાથકડી સહ જેલમાં નાખવાનો હુકમ કર્યો સુંદરલાલ જેલને ભોગા બન્યો.

અહીં તેના પીતા તેની રાહ જોઇ રહયા પણ સુંદર પાછો નહીં આવવાથી તેમને ચીંતા થવા માંડી " શું થયું હશે ! સુંદર ક્રોધી અને ઉદ્ધત છે ! બચ્ચું છે વધુ બોલ્યો હશે.

પણ ત્યાં તેનું કોણ ? તેના શા હાલ થયા હશે ? મારાથી જવાય પણ નહી. કારણકે મ્હને તો દેશવટો મળ્યો છે ! વળી મારી પુત્રવધુ ચંપાનું શું થયું હશે નરાધમો તેને સતાવશે, તેનું શીયળ ભ્રષ્ટ કરવા પ્રયત્નો કરશે ! પણ હું શું કરી શકું પ્રભુ તેનું રક્ષણ કરજો ! દીનાનાથ સુર્ય દેવતા ! પ્રભુ મારી ઇજ્જત હવે તારા હાથમાં મારા પુત્રનું પણ તું રક્ષણ કરજે ! હાય ! પણ તે કેમ ન આવ્યો ? મારૂં હ્રદય ચીરાય છે ? જરૂર કાંઇ નવા જુની થઇ હશે ? હશે જે થયું હોય તે ખરૂં ! લાવ લાવ હું પણ તપાસ કરવા જાઉં હું મર્દ છું હજુ હાથે ચુડીઓ નથી પહેરી ? ભલે દુશ્મનો મને મારી નાખે ? દુનીયામાં એકજ વખત મરવું છે ? તો પછી શા માટે વીરતાથી ન મરવું ? બાયલાપણાથી મરવું તે કરતા બહેતર છે કે ધર્મના ખાતર પ્રજાના સુખના ખાતર રણમાં લડતા લડતા મરવું ?

આમ કહી તેણે પોતાની તરવાર લીધી અને જોત-જોતામાં તે બ્હાર નીકળી પડયો હવે થાય તે ખરૂં ! શુંદર કેદ સપડાયો મદનરાય પણ તેનાથી બ્હીવા લાગ્યો પણ રાજાએ તેને શાંત્વન આપ્યુ. ત્યારે તેના હ્રદયનો ફડફડાટ મટયો.



# પ્રકરણ ચોથું.

## દુષ્ટોના હાથમાં.

ચંપા ગુમ થઇ તે આપણે જાણી ગયા તેને ઉપાડી જનાર બદમાશો અંધારામાંને અંધારામાં કયાંય પણ ચાલતા થયા. પણ આપણે તો તેની પાછળ ધાઓ તેને ખુબ ચાલતાં ચાલતાં એક મહા ભયાનક જગ્યામાં આવી પહોંચ્યા. તે ભયંકર ધાડુ મહાન વન હતું શીયાળવા પોતાની ભયાનક ચીસથી ધરા ધ્રુજવી રહ્યા હતા. વનચર પ્રાણીઓનો ઉતપાત અતુલ હતો શીયાળાની કકડતી ઠંડીમાં વનરાજો પણ વીકરાળ ત્રાડ પાડતાં આખું વન ગજાવી મુકતા; વળી વનરાજો માંહો માંહે લડી મરતા હતા. તેના ત્રાપ અને ભયાનક અવાજો આખુ વન ગજાવી મુકતા અને વનચરો પણ અવન કલ્પાંત કરતા.

પેલી ચંડાળ ચોકડી ત્યાંથી પોતાનો રસ્તો પસાર કરવા લાગી માંહોમાંહે નેઓ આનંદ જનક શબ્દો બોલતા હતા. અને જાણે પોતે મહાન કાર્ય કર્યું હોય તેમ આનંદ અને ઉલ્લાશથી તે જતા હતા.

"દોસ્તો કામ તો ફતેહ ! એ મહારાજા રીજીને શું આપશે ? તે આપણે જોવાનું છે ?"

"હા તે ખરૂં પણ મારા પેટમાં અત્યારથી તેલ રેડાયું છે !"

"કારણ ?"

"કાંરણ ? તે વળી તારો બાપ સુંદર કાંઇ જાય તેવો નથી ?" તે સવારે શું કરશે ?

" હે આ વળી પરોપકારની પુંછડી તો ? આપણે તો જોવાનું શું કારણ ? "

" અરે વાહ ! રાજાના આવા કાર્યો રાજ્યની પડતીના ચીન્હો છે ? "

" અરે ! વાહ જોશી મહારાજ વાહ ? ત્હમે પણ જોષ જોતાં ક્યાંથી શીખ્યા ?

" હવે થનાર હોય તે થાય ? પણ આપણે બહુ ચોકસાઇ કરવાની છે ! સુંદરના હાથમાં કોઇ પણ રીતે ન સપડાઇએ તે જોવાનું છે ! નહિતો મોત આવશે સુંદર જતો કરે તેમ નથી તો ! વાળા દિવાનનો પુત્ર !

" સુંદર દિવાનનો પુત્ર કાલ સવારે દિવાનગીરી તેમની નાસી જવાની છે ખાત્રી રાખજે. "

એમ ત્યારે તો [illegible] ! પછી કોઇપણ જાતનો વાંધો નથી ?

આમ વાતોમાને વાતોમાં તેઓ એક મહેલ આગળ આવી પહોંચ્યા અને ચારે જણા થોભ્યા. તેમાંના એકે કે જેના શીર પર ગાંસડી હતી. તેણે કહ્યું " ચાલ બારણું ખોલ ! "

આજ્ઞા થતાં તરતજ દ્વાર ખુલ્યાં ચંડાળ ચોકડી અંદર ગઇ અને બારણા પાછા વાસી દીધાં.

" ચાલો આને મુકી આવશું ના "

" ના ના પણ પ્રથમ આપણે ઠંડીમાંથી આવ્યા છીએ તો જરી ગરમાવો કરીએ ? " તેમાના એકે ક

" હા અને લગીર આ રમણીનું મુખ પણ જોઇએ ? "

" જેવી સર્વની મરજી " આમ કહી ચારેજણ ત્યાં બેઠા અને તેમાંના એકે દારૂનો શીશો રજુ કર્યો અને ચારે નરાધમો દારૂ પીવામાં મશગુલ થયા.

" હાશ, હવે કાંઇક ગરમાવો થયો અત્યાર સુધી તો ઠંડીમાં મરી ગયા. મારા બાપ ઠંડી ખુબ પડે છે ! " એકે દારૂનો પ્યાલો પીતા પીતાં કહ્યું.

" હા અને ઠંડકને દુર કરી નવું તેજ આપનાર આ બ્રાન્ડી"

" જુઓ તો ખરા મુર્ખાં લોકો બીચારા દારૂને વગોવે છે ! કેવું સુંદર પીણું અમૃત શમાન પીતા પીતાંજ અમુલ આનંદ ઉત્પન્ન થાય ! છતાં બીચારીને લોકો વગોવ વગોવ કરે છે ! હાય દુનિયા પણ કેવી છે ! નહિ તો આમ થાય !

" ખરી વાત છે યાર દારૂ તો સ્વર્ગનું દ્વાર ! અને તેની શું ખુશબો ! ભૂખ ન લાગી હોય તો પણ તેને કકડીને ભૂખ લાગે, નવું તેજ આપે ! નવું બળ આપે ! અહા ! તેના શા વખાણ કરૂં ખરેખર દારૂતો—

દારૂ તણી બલીહારી જગતમાં નહિ તેની જોડ,
દારૂ સમ પીણું નહિ, મળશે નહિ બીજી જોડ,
દારૂ એતો દારૂજ છે તેના કરૂં શું હું વખાણ.
જીવન નવું પામવા પીઓ દારૂ પ્રમાણ,
મિત્રો તમે સહુ ઢીચજો દારૂ તણો નહિ પાર;
પીને સુખમાં રહો જીવન તણું મુખ્ય એ છે દ્વાર.

અને બધાય આ ધુનમાં ગાવા લાગ્યા ને જાણે મોટા ઉત્સાહમાં આવી ન ગયા હોય તેમ થયું હતું. " લે લે હવે પી " આમ કરતાં કરતાં તેમણે ભાન પણ ખોયું અને ત્યાંને ત્યાં ઢળી પડયા પાસે ચંપાની પોટલી પણ પડી હતી. પણ હજુ તે ભાનમાં આવી નહતી બ્હાર સુર્યના કિરણો પથરાઈ રહ્યા હતા. પ્રભુ પ્રભાકર પોતાના

સંપુર્ણ તેજથી અવની પર આવી અવનીના માણુસોને ઉદ્યમ માટે જગાડવા કટીબદ્ધ થયા. પોતાનો રથ આવતાં પહેલાં ઉષા પ્રગટી. અને લાલ પીળા રંગના સાથીઆ પુરી ભાનુદેવની સ્વારી આવે છે તે જાહેર કર્યું.

કુકડાઓ પણ ભાનુદેવના આગળ તેની છડી પોકારવા કુકરે કુક કરી રહ્યા અને ઉદ્યમી મનુષ્યો પણ ઉઠી પોતે જવા તૈયાર થયા. ચંપા જે ખંડમાં હતી તે ખંડમાં સૂર્યના કિરણો ગયા. અને પોટલા માં બંધાયેલી ચંપા ભાનમાં આવી. પોટલું છુટયું અને ચંપા આળસ મરડી ઉભી થઇ પોતે આ અજાણી જગ્યા જોઇ અજાયબ થઇ અને કઇ જગ્યાએ છે તે જાણવા તેનું હૃદય આતુર થયું પાસે પેલા ચાર માણુસોને જોઇ તે મામલો કળી ગઇ દારૂડીઆઓ પણ આમતેમ લોટતાં કાંઇક બોલી રહ્યા હતા. ગણગણી રહ્યા હતા. ચંપા ત્યાંની પરિસ્થિતિ જાણી ગઇ અને તેમાંના એકની કમરેથી આવનાર આ સતિની સામે થવા કટાર ખેંચી અને મારવા જવા તૈયાર થઇ પણ વળી તેનું દીલ ખચકાયું તોયે તેવી પણ દયાળુ હતી. કટાર પાછી પોતાની સાડીના પાલવમાં સંતાડી અને ત્યાંથી પલાયન થવા તઇયાર થઇ.

બારણું ઉઘાડયું અને જવા તૈયાર થઇ બહાર નીકળી તે બહાર જાય તે પહેલાં તો ચાર જણમાંનો એક જાગૃત થયો. આમ તેમ જોઇ ગાંસડી ન જોવાથી ગભરાયો. ચારે જણા જાગૃત થયા ચંપા પણ જોત જોતામાં ત્યાં સંતાઇ ગઇ. ચારેજણા બ્હાવળા બ્હાવળા ઉડયા અને કરેલી બધી મહેનત પરપૂછ કરવાથી તેમનો નીશો ઉતરી અને ચંપાને સોધવા તે તૈયાર થયા; આખુ ઘર શોધી વળ્યા પણ ઉપર ટપકે તપાસ કરવાથી ચંપાનો પતો ન મળ્યો તે ન મળ્યો.

" હવે શું કરશું ? ધારેલી બધી બાજી ઉંધી વળસે ! વળી મહારાજા ૨.. શે અને ધુળ પર લીંપણુ જેવું થશે ! " આગ્રહે તપાસી તેમના એકે કહ્યું.

" શું શું કરશું " તપાસ કરો બ્હાર નીકળી બહુતો હજુ અહીંજ હશે તે કયાં નાસી જવાની હતી ? વન ભયાનક છે ! કોઇના બાપથી પણ જવાય નહીં તો શું સ્ત્રી જાતી શી રીતે જઇ શકે ? " તેમના એકે સલાહ આપી.

" હા ! હા ! તપાસ કરો જલ્દી તપાસ કરો ! નહીતો નાસી જશે " બીજાએ પણ તત્પરતા બતાવી. અને સહુ જવા તૈયાર થયા અને જોતજોતામાં તેઓ તપાસ અર્થે બ્હાર નીકળ્યા.

તેમની આવી મુર્ખતાપર ચંપા હસી. તેઓના ગયા બાદ ત્યાંથી નાસી જવાનો વિચાર કર્યો પણ હજુ પોતે કયાં છે ? શા કારણથી અહીં લાવવામાં આવી છે તે જાણવા તેનું હૃદય તલપાપડ થઇ રહ્યું. અને તેથી તે ન નાહી.. તેઓના ગયા બાદ તેણે આખા મહેલમાં તપાસ કરી તો મહેલ સાજ શણગારેલી જેવો જણાયો. વચમાં ફુવારો હતો ને તેના ઉપર મહારાજા ગુલરીપુની તસ્વીર હતી. આજુબાજુ આંખો પણ ઠરી જાય એવો બાગ હતો. સુંદર બાગમાં ફરતા ચારે બાજુ બાંકડા હતા. અને ગમે તેવા ઉદ્વેગવાળા માણસને પણ ત્યાં ઘડીભર શાંતિ મળે તેમ હતું ? આ બનાવો જોતાં ખરેખર દરેકને શાંતિ મળતી. ખરેખર ચંપાને પણ શાંતિ મળી ! અને ત્યાંની લીલોતરી જોવામાં તે તલ્લીન થઇ અને ઘડીભરના માટે પોતાનું દુખ ભૂલી ગઇ. પણ એકાન્તમળતાં પોતાના પ્રિયનો વીરહ સાલી રહયો અને તે તત્કાળ બબડી ઉઠી " હાય પણ મ્હને અહીં દુષ્ટો શા માટે ઉપાડી લાવ્યા હશે ? મારા પતિનું

શું થયું હશે ! મારા વિરહથી તેમની સ્થીતી કેવી હશે ! ઓ ભગવાન ! ત્હારૂં મ્હેં શું બગાડયું હતું ! મને શા કારણે આ જગ્યાએ લાવવામાં આવી છે ! નરાધમો કોણ છે ? આ છબી પરથી તો માલુમ પડે છે કે મહારાજાનો મ્હેલ હશે ! પણ મહારાજા શા માટે મ્હને અહીં લાવે ! શું આ તેમના નોકરો હશે ! હા ! હા ! તેમજ કઇ છે ?"

"પકડો તે રાંડ ! લુચ્ચી અહીંજ છે ?" ચંપાની વિચાર માળા તૂટી અને તેને શોધવા ગયેલા માણસો થાકીને ત્યાંથી પાછા આવ્યા પણ ચંપાને મહેલમા જોઇ પાછા ખુશ થયા.

"હાસ રંડાએ ખુબ રખડાયા !" થાકી તે બેસતા બેસતા તેણે કહ્યું.

"ચાલો ચાર ગમે તે થયું પણ પાર તો પડ્યો. નહી તો કાર્ય કરાવ્યું બધું ધુળમળાત ?" તેમના એકે કહ્યું.

"મ્હને અહીં શા માટે લાવવામાં આવી છે. ? વળી તમે કોણ છો ?" ચંપાએ તરતજ હમામથી પૂછ્યું તેના જુવાબમાં તેઓ માત્ર હસ્યાં તેને હસતાં જોઇને વધુ ચીડાઇ અને પૂછ્યું.

"પણ જવાબ આપવાનું બંધ રાખી હસવાનું કારણ ? શું હું પૂછું છું તે અયોગ્ય જણાય છે ?"

"હા બાઇ તેમજ છે તમારા ભાગ્યનો સીતારો એવો જણાય છે ! તેમાના એક ગંભીર મુખમુદ્રા રાખીને કહ્યું.

શું હું ગરીબ હતી કે મારા ભાગ્યનો સીતારો ચળકતો ? ચંપા મને મારા પતિદેવથી વિખુટી પાડવાનું શું પ્રયોજન ?" ચંપા શેઠાણીએ રૂઆબથી કહ્યું.

"પાડવાનું કારણ ઝૂહરીપુનુ. મહારાણી પદ મેળવવા ખાતર ને

તેમ થાય તો આ સેવકોને યાદ કરજો ” તેમાંના એકે તેને મશ્કરી માં ઉડાવવાપ્રયત્ન કર્યો.

“ ચુપ નરાધમ ! ગૃહરીપુ તો પ્રજાના પિતા છે તે કદી પણ કોઇ સ્ત્રી ઉપર હુમલો કરેજ નહિ તેમ થાય તો પૃથ્વી રસાતાળ જાય. રાજા રાવણે પોતાનું રાજ્ય ખોયું છે દુશાશન દુર્યોધનાદિપણ તેનાથીજ મરણ પામ્યા. આ દાખલાઓ તેમને બતાવવા પડતા નથી ? તો પછી જ્ઞાની રાજા શું પોતાની પુત્રીની લજા લુંટવા તૈયાર થાય. ખરૂં કે ? ના ના દુષ્ટો હું કદી માનતી નથી. નરાધમો તમેજ કાંઇ પ્રપંચ કર્યો લાગે છે ? સાચુ કહો મને શા માટે અહીં લાવવવામાં આવી છે ! તે હું જાણવા માગું છું ?

ચંપાએ રાજાના વખાણ કરતાં કહ્યું.

અમે સાચૂ કહીએ છીએ કે મહારાજા ગૃહરીપુની આજ્ઞા પ્રમાણે—તેમના હુકમથી અમો તમને અહીં લાવ્યા છીએ. અને તેમ મદનરાયના કહેવાથી મદનરાયે આપના રૂપના વખાણ મહારાજા આગળ કર્યો અને હુકમ પ્રમાણે અમો અહીં લાવ્યા છીએ. ” તેમાંના એકે સવીસ્તર જણાવી દીધું.

“ હાય ! શું પ્રજાનો પિતા પણ આવો થયો ! અને તેમ દૂષ્ટ નરામધ મદનરાયની નીચ શીખવણીથી ! ઓ પ્રભુ ! પિતા જ્યાં કોપ્યો ત્યાં ફરીઆદ કયાં ! રક્ષક ભક્ષક થયો ! ત્યાં શું કરવું ! ઓ પ્રભુ તુંજ મારી લાજ રાખનાર છું ? દયાળુ તેં સતી દ્રૌપદીના નવસોને નવાણું ચીર પુર્યા તો અહીં તો ચીર પુરવાના નથી પણ મારૂં શીયળ ! તારેજ સાચવવાનું છે ! સહીંદ્રીનું સતીત્વ તેં સાચવ્યું તેવું મારૂં તું કેમ નહિ સાચવે ! દયાળુ હવે તું કરે તે ખરૂં ! ” ચંપાએ મનમાંજ તે દયાળુની સ્તુતિ કરી.

" ચાલ હવે તેને અહીંજ રહેવાદો ? " શાંતિનો ભંગ કરતા તે ટોળીમાંના નાયકે બીજાઓને ઉદ્દેશીને જણાવ્યું.

" હા ચાલો હવે આપણું કાર્ય પણ પત્યું છે ! પણ અહીંથી નાસીતો નહિ જાય ? "

" નાસીને કયાં જશે ! જહાન્નમમાં ? " સરદારે કહ્યું.

" રાજાજીને ખબર આપીને ઈનામ મેળવવામાં હવે આપણે ઢીલ શા માટે કરવી. ચાલો જલદી ! જલદી કરો " આમ કહી તે સર્વ ચાલી નીકળ્યા. બારણે તાળું દીધું. અને ચંપાને મહેલમાંજ માણવાનું કહી તેઓ ચાલતા થયા. અને જોતા જોતા એ ભયથી ભરેલું વિક્રાળ પશું વાળા વનમા ચંપાને એકલી છોડીને ચાલતા થયા અને ઇનામ મેળવવાના અતુલ આનંદના પ્રવાહમાં ગૃહરીપુના રાજ્ય દરબારમાં પણ હાજર થયા. અને ચંપાનું કામ પુર્ણ થયું છે, તે જણાવી દીધું. ? "



# પ્રકરણ પાંચમું.

## બળાત્કાર.

થયો જ્યાં રાય એવો ત્યાં અરે ! ફરીઆદ કયાં કરવી !
થયો ભક્ષક મટી રક્ષક કહો ફરીઆદ કયાં કરવી !
પાકયો જ્યાં પાય માણુસનો કહો ચાલે પછી કયાંથી !
દુનીયાદારીની રીતો શીખ્યા વીણુ ચાલવું કયાંથી !

રાજા ગૃહરીપુને તેના સેવકો રાજદરબારમાં આવી ખબર આપી કે :: બાપુ બેડોપાર ! ”

“ શું ફતેહ ? ”

“ હા મારા સરદાર સાહેબ આજ્ઞા આપો ! તે શીર સાવંત્ર છે ! તો પછી અમો તે કામમાં ઢીલ શા સારૂ કરીયે ? ”

“ વાહ ? વાહ ! મારા સેવકો ! તમારા કાર્યથી હું ઘણો ખુશી થયો છું ! તમારા હું કેટલા ઉપકારો માનું ! વાહ ! દોસ્તો તમે મારા સાચા સાગરીતો છો ! ”

“ બાપુ અમોરંક જનોના આટલા બધા વખાણુ કરવા ન અમેતો તમારા સેવકો ! તમારી આજ્ઞાનો અમલ કરવો તે અમારી ફરજ છે તેમાં અમે શું વધારે કર્યું તે અમને સમજાતું નથી ! ” પેલાઓએ કહ્યું.

“ ચાલો ત્યારે આપણો બેડોપાર અને તે સદાને માટે. કારણુ કે તેનો પતિ સુંદર પણ કેદખાને પડયો છે બસ ગૃહરીપુ તારો દીનમાન ધરે છે નહિતો આમ અમારૂં કાર્ય ઝટ પુર્ણ થાયજ નહિ ! ” રાજા ગૃહરીપૂએ પોતાના મનમાં પોતાના વખાણુ અને

પોતાનું નીચ કાર્ય પાર પડયું તે માટે આનંદ માણવા લાગ્યો. અને મનમાને મનમાજ બડબડવા લાગ્યો. ખરેખર પાપી પોતાના કાર્યને સારૂજ માને છે. ચોર લોકો પોતે ચોરીને ઘણીજ સારી ગણે છે. અને તેથીજ ચોરીનો ઉત્પાત તેઓ વગર સંકોચે કરે છે તેવીજ રીતે રાજાને લાગ્યું પણ તેને કયાંથી ખબર હોય તે

" ભરાયે પાપનો પોટલો અધુરા પાપથી એતો ?
રહેલા કર્મનો હિસાબ ભરાયે કૃત્ય બીજાથી.
ભોગવવા જન્મ આવેને ભરો બસ પાપ કર્મોથી.
છતાં પુછનાર નથી માની વધો બસ પાપ કર્મોથી.
અરે ના માનશો બાપુ ખરે પૂછનાર નથી કોઇ ?
ખરેખરે ભૂલ મોટી છે અહા ! પૂછનાર પ્રભુ હોઇ ?
જીવનના પાપનો હિસાબ બધો દરબાર પ્રભુના છે.
તમારા શત્કર્મો અને અંજામ પણ ત્યાં છે.

" प्रह्लाद "

" ખરેખર ! દુર્જનસીંહ તેનું લાવણ્ય કેવું છે ? " રાજાએ તેના રૂપ વિશે પૂછયું.

" હં બાપુ તેના તે રૂપમાં પૂછવાનું હોય ! જાણે ઇંદ્ર લોકની અપસરા " તેમાના એકે કહ્યું.

" અરે અપસરા શું ? અપસરા પણ તેના હિસાબમાં નહી ?" બીજાએ કહ્યું.

" હા, તારે તો મારો દીન પણ ફર્યો ! વાહ ભાઇ વાહે ! " રાજાએ ખુશાલીમાં દારૂની પ્યાલી ભરવા માંડી અને દરેકને આપવા માંડી.

આ વાત ચાલતી હતી. તેવામાં મદનરાય ત્યાં આવ્યો પોતાના માણસોને જોઇ ખુશી થયો. તરતજ હર્ષમાં આવી તેના માણસોને પુછ્યું.

" કેમ ! શા સમાચાર ? સીંહ કે શીયાળ ? "

અરે વાહરે સરદાર સાહેબ ! અમે તો શીયાળ હોઇ પ્રભુની કૃપાથી અમારૂં સર્વ કાર્ય પાર પડયું ! "

" હેં ! વાહ પણ હાલમાં કયાં છે ? "

" આપના બતાવ્યા પ્રમાણે રાજપુરના કિનારા પર રત્નગઢના ધાડા વનમાં આવેલા મહેલમાં રાખેલ છે ! "

" ત્યાંથી નાસી તો જાય ને ? " મહારાજાએ શંકા બતાવી.

" નારે બાપુ ! ના એ કેવી રીતે નાસી જાય ? જ્યાં કોઇ માર્ગ નથી ત્યાં ? પાછળ નદી છે. આગળ ભયાનક વિકાળ ફાડી ખાનારા પ્રાણીઓથી ભરેલુ વન છે ! પછી " મદનરાયે ચંપાને મુકેલા મહેલનું વર્ણન કરતાં કહ્યું.

" ઠીક પણ આપણે ત્યાં કયારે જઇશું ? " મહારાજાએ ત્યાં જવાની ઇચ્છા દર્શાવી.

" આપની મરજી હોય ત્યારે ? જો અત્યારે જવું હોય તો પણ આ સેવકો તૈયાર છે. અને ગમે ત્યારે પણ આપનું હીત કરવા અમે તૈયારજ રહીશું " મદનરાયે પોતાની પ્રમાણીકતા બતાવતા કહ્યું.

" મ્હને ખાત્રી છે કે તહમો મારા હીત કર્તા છો. ! મદનરાય હું તમારો ઉપકાર ગમે તેટલા કાર્યથી પણ ભુલી શકું તેમ નથી ! '

" અરે વાહરે બાપુ ! વાહ ! મોટા કદી પણ પોતાના વખાણ કરતા નથી ! તેમજ આપનું કહેવું છે ! પણ ખરૂં જોતાં અમને આવી

સ્થીતી પર લાવનાર આપજ છો નહીતો અમારા ક્યાંથી સદભાગ્ય અમો આપના સેવક થઇ શકીએ ! " મદનરાયે કહ્યું.

" ઠીક, પણ ચલો આપણે તૈયારી કરો ત્યાં જવાની ! મને તે સુંદરીના દર્શન વિના ઘડીભર ચેન પડતું નથી. ખરેખર તેની સૌંદર્યતા કાંઇ અલૌકીકજ હશે ! અહા તેનું રૂપ ! એટલે સ્વર્ગની અપસરા ! કેમ મદનરાય ખરૂં ને " રાજાએ ચંપાના વખાણ કરતાં કરતાં મદનરાયને સાક્ષી પુરાવી.

" અરે મહારાજ ઈંદ્રની અપસરા તે કોણ માત્ર ! ખરેખર તેનું સૌંદર્ય સ્વર્ગની પ્રખ્યાત સબજપરી કે નીલમપરી ! પણ તેની આંગળ ધુળ ચાટે ધુળ ! મહારાજ એતો સુંદરલાલના ધન્ય ભાગે તેને આવી સ્ત્રી મળી !" મદનરાયે તેના ખુબ વખાણ કરવા માંડયા.

" પણ તેનો ઉપભોગ કરનાર તો ગૃહરીપુ આજ તેના ઉછંગે બેસસે ! મારી વ્હાલી ચંપા ! અહા ! ત્હારા કરતાં મ્હને કોઇપણ વ્હાલુ નથી ! કહેતો આખુ ? હા ? પણ ચાલો જલદી કરો ! મ્હારે ઉતાવળ છે ? માટે તેના વગર કાંઇ પણ ચાલી શકતું નથી ? મારૂ પ્રેમાળ હૃદય તેના દર્શન માટે તલસે છે. તેના નામનું રટણ રટયા કરે છે ? મદનરાય ? ચાલો તૈયારી કરો ?"

" જેવી આજ્ઞા ? " મદનરાયે કહ્યું અને તરત્તજ સર્વ જવા તૈયાર થયા. અને કેટલાક માણસો સહ તે નગર બહાર નીકળી ગયા. ગૃહરીપુ અને તેના માણસો જોતજોતામાં પેલા ગાઢ ભયંકર અઘોર વનમાં પ્રવેશ કરી ગયા,

" અહા ? વન તો ઘણું ભયંકર છે હો ? રાજાએ કહ્યું.

" કહો ! બાપુ તે કયાંથી નાસી જાય ?" મદનરાયે કહ્યું.

" ખરી વાત છે ? એમજહો ! બાપુ ?" બીજાએ કહ્યું.

જોત જોતામાં તેઓ વન પસાર કરી ચંપાને કેદ કરેલા મહેલ આગળ આવી પહોંચ્યા. અને બારણું ઉઘાડયું. ચંપા બારણું ઉઘડતું જોઇ ભયાનક થઇ અને પાછા દુશ્મનો કોણ આવે છે તે જોવા તેણી ઘણી આતુર થઇ જોત જોતામાં બારણું ઉઘડયું અને રાજાસહ તેના નીચ હજુરીયા અંદર દાખલ થયા. ચંપા રાજાને આવેલા જોઇ ક્ષણ ભર ગભરાઇ પણ પાછી સાવચેત થઇ તરતજ વિનંતી ભાવે બોલી ઉઠી બાપુ ? ભલે પધાર્યા હું આપના ઓવારણા લઉં છું. આપ મ્હને આ નરાધમોના હાથમાંથી મુકત કરાવા આવ્યા તે બદલ હું આપનો ઘણોજ ઉપકાર માનું છું. "

" અરે ! છટ છટ નવયૌવના બાળા ! હવે ઓવારણાં ન શોભે ? હવે તો આલીંગન શોભે ! બાળા આવ ! અરે વ્હાલી ? આવ ? અને મારા તલસતા હૃદયને આલીંગન આપી શાંતિ આપ ?" રાજાએ પોત પ્રકાશવા માંડયું.

" ઓ, પ્રભુ આ હું શું સાંભળુ છું ? શું મારો ધર્મીષ્ટ પિતા પણ આવો થયો શું હળાહળ કળીયુગ આવ્યો ! ઓ પીતા ? પીતા ? તમારા મુખમાં આવા શબ્દો ન શોભે બાપુ બાપુ રાજા તે પ્રજાનો પાલનહાર છે ? બાપુ આવી હઠ છોડો ? અને આ નીચની સંગત છોડી ન્યાય નીતીનો રસ્તો ગ્રહણ કરો ? "

" ચુપ કર પ્રાણવલ્ભા ? હું શીખામણ સાંભળવા નથી આવ્યો પણ ત્હારી સાથે વૈભવ અને વિલાસની વાતો કરવા આવ્યો છું ? મધુરી આવ ? ભેટ અને મ્હારા તલશતા હૃદયને શાંત કર !" રાજા તેના તરફ આગળ વધ્યો અને તે હમણાંજ આગળ વધી ચંપા શેઠાણીનું શીયળ ભ્રષ્ટ કરશે. પણ તે તેને હાથ અડાડે તે પહેલાંજ

ગેબી અવાજ આવ્યો અને ચંપાએ હાથમાં પકડેલી નગ્ન કટાર ધરી ગગન ભેદી અવાજ કર્યો.

" સબુર સબુર એ નરાધમ રાજવી ત્હારા પાપ કર્મનો હવે અંત આવે છે બાપુ ! તમારા દોષે આ ગરીબ પ્રજા મરી જશે ? રાજાના પાપે વરસાદ નહિ આવે.

થયો જ્યાં ક્રુર રાજા ત્યાં કદી વરસાદ નહિ આવે ?
થયો પાલક અહા ભક્ષક અરે તે દુષ્ટ જગ કાં'વે ?

બાપુ બાપુ મારી આપને નમ્ર વિનંતિ છે કે આપ પ્રજાના પીતા માટે પ્રજાની વહુ દીકરી પરની કુદષ્ટી બંધ કરો ? પિતાજી ? લ્યાનત છે ? તે પાપી રાજાને કે જેણે પ્રજાની વહુ દીકરીની લાજ લુંટી ! બાપુ રાવણના શું હાલ થયા જુઓ રામાયણનો દાખલો ! પિતાજી સહીન્દ્રી અને કૈયાકીચનો દાખલો પણ ઉજ્વળ છે ? "

" એમ કે ? " તેના તરફ જોઇ રાજાએ કહ્યું અને તરતજ પાસે ઉભેલા મદનરાય તરફ જોઇ તેણે કહ્યું કે પકડો આ રંડાને ?" અને તરતજ તેને પકડવાનું ફરમાન થતાં ચંપા પકડાઇ અને તેની કટાર હેઠળ પડી.

" ઘણી જબરી જણાય છે ! ઠીક છે. ? એક અઠવાડીઆ સુધીની મુદ્દત આપું છું. તે દરમ્યાન જો માનશે તો તે ? નહિ માને તો પછી બળાત્કાર કરવો પડશે ? " આમ કહી તેઓ ત્યાંથી તરતજ બ્હાર નીકળ્યા. અને બારણું બંધ કર્યું ચંપા પણ રાજાના અવિચારીપણા માટે ઘણો પશ્ચાતાપ કરવા લાગી તથા હવે આમાંથી છુટવું કેમ ? તે સંબંધી વિચાર કરવા લાગી હવે જે થાય તે ખરૂં ?

# પ્રકરણ ૬ ઠું.

## સુંદરલાલ જેલમાં.

સુંદરલાલ પ્રધાન પુત્ર પોતાની વ્હાલી ચંપાના વિરહથી ભયંકર વેદના પામી રહ્યા હતા તેવામાં રાજ્ય તરફથી બળવાખોર ગણી તેને આ કેદ કર્યો તે તેને કાંઈ અસર કરતી ન હતી પણ તેને વ્હાલી ચંપાનો વિયોગ સાલતો હતો. ગમે ત્યાં તેને ચંપાજ દેખાતી હતી. ખરેખર તેની પાછળ તે દિવાનો થયો હતો ખરેખર આવા દુઃખમાં ઓર વધારો થાય ત્યાં ખરેખર.

થયો જ્યાંહી ઉમેરો દુઃખમાં તો તેજ કાપ્યા નાથજો
નહીં મળે ઉપાય ત્હેનો જ્યાં રૂઠયા શ્રી રામજો

" ઓ હૃદય વલ્લભા ! તું કયાં હઇશ ! મ્હને મારા માટે નહિ પણ ત્હારા પ્રેમના વિયોગનું અથાગ દુઃખ ઉત્પન્ન થાય છે ચંપા ! ઓં ચંપા ' ત્હારા મુખના દર્શન માટે તલસતો આ આતુર સુંદર તારા નામની માળા રટયા કરે છે. વ્હાલી આવ ! ભેટ ! અને મ્હારા ધગધગતા હૃદયને શાંતિ આપ ! વળી પાછો તે હેઠળ પડી ગયો અને ભાનમાં આવ્યા બાદ પાછો બોલવા લાગ્યો.

" પ્રિય ચંપા ! ચંપા ! અહા તારા દુઃખનો વિચાર કરતા મારૂં મસ્તક ભમે છે ! વ્હાલી શું સુંદર ત્હારા ઓષ્ટ ! તારા પરવાર જેવા સુંદર ગાલ મ્હને ક્ષણે ક્ષણે યાદ આવે છે ! હૃદય વલ્લભા ! ત્હારી મનોહર મુર્તી આ વખતે મારી સમક્ષ ખડી થઇ છે અહા ! તારૂં મુખ ! આમ તારા શીર પર દુઃખોનું વાદળ ઘેરાયું હોય તેમ જણાય છે " આમ બડબડતો હતો તેવામાં ચંપાની મનો-

ઉર મુર્તી ખડી થઇ. સુંદર ત્હેને આલીંગન આપવા દોડયો સ્વપ્નમાં જાણે તેને પકડી. ભેટી પણ નિરર્થક કાંઇ નહી તરતજ તેણે જોયું બગલમાં ચંપાના બદલ પત્થરની પ્રતિમા દરવાજે ઉભી કરવામાં આવેલી હતી તે દરવાનો તેને દિવાનો ગણી ખડખડાટ હસવા મંડી પડયા. તેમને હસતા જોઇ સુંદર બોલી ઉઠયો “ હસો ભલે હસો આ જગતના માનવી હમો તમને મારા પવિત્ર પ્રેમની ખબર કયાંથી હોય ? વાઝણી પ્રસવવેદના કયાંથી જાણી શકે ? તેને શું ખબર કે છોકરૂં કેમ જણાય છે તે ?” આમ કહી તેણે નીચે પ્રમાણે ગાવા માંડયું.

અમે તો પ્રેમના જોગી અમારો સાથ તેનો છે,
ફકીરી હા ! લીધી તેથી અમારો પંથ ન્યારો છે.
ભલે દુનીયા તણા લોકો બનીને મસ્તીમાં રહેતા,
અમારી મસ્તી પ્રેમની છે અમે આનંદમાં રહેતા.
ખરેખર પ્રેમના અંકુર ન જાણે માનવી મુર્ખા
અરે દુર્લભ દેવોને પછી તે માનવી મુર્ખા
કરે બકવાદ ખોટાને ગણાયે પંડિતો જેવા
છતાં તે પ્રેમની તોલે ન આવી તે શકે એવા
ખરેખર પ્રેમના માટે કરી બહુ શોધનાં ભુંડી
છતાં વિજય થયો નહિ એ બહુ છે સાધનો ભુંડી
પ્રિયાને શોધવા માટે ફકીરી અમ તણી મોટી
પ્રિયાના પ્રેમના માટે ભલે દુનીયા વગોવેને.

“ ચુપકર સુંદરલાલ તું એક કેદી છે ! વળી આ કેદખાનુ છે.” આ કાંઇ ત્હારા બાપાનું મકાન નથી કે તું ગાઇ શકે ? ” ત્યાં ઉભેલા એક સીપાઈએ સુંદરલાલને ધમકાવતાં કહ્યું.

" હાય ! શું હૃદયનું દર્દ પણ બ્હાર કહી શકાય ? શું જુલ્મ એ દૈવ ત્હારો આ શું કોપ ? શીરપર દુઃખનું વાદળ તુટ્યું છતાં તે દુઃખને બહાર કહાડવાની પણ મનાઇ ! અરરર આવો ત્રાસ કેમ સહન થાય ? " સુંદલાલે કહ્યું.

" ના, ના. બીલકુલ નહિ ! કેદીને આવી ગડબડ કરવા દેવામાં આવે તો અવાજ ખુબ થાય ! અને ઘોંઘાટ વધી પડવાથી મહારાજની શાંતિનો ભંગ થાય છે ! "

" અરરર પણ બીચારો દિવાનપુત્ર ! અને તેના આ હાલ !" સિપાઇઓમાંના એકે કહ્યું.

" પણ આપણે શું કરીએ ! તે મોટા થયા. એટલે કોણ પૂછનાર છે ? નહિ તો રાજસભામાં તે પોતે તોફાન કરે પણ ખરૂં કે ? " બીજાએ કહ્યું.

" બસ. પ્રેમ. પ્રેમ ! એ એવી દિવ્ય વસ્તુ છે કે તેના ખાતર મનુષ્ય ગમે તેવા કષ્ટો સહન કરવા તૈયાર થાય છે પ્રેમની વાતો જુદી છે એ પ્રેમ હળાહળ ઝેરથી ભરેલો ન હોવો જોઈએ વિશુદ્ધ પ્રેમમાં વિષયવાંછના ન હોવી જોઈએ. તે વાસનાવાળો પ્રેમ કદી પણ નભતો નથી. તે કોઇ દિવસ રામશરણ થશે રાવણ સીતાને વિષય-વાંછનાથી ઉપાડી ગયો હતો. તેનુ પરિણામ જગ જાહેર છે. તે રામના હાથે મરાયો અને દુષ્ટ પાપી ઇત્યાદિની ગણત્રીમાં તે ગણાયો. મારો પ્રેમ તેવો નથી ! મુર્ખ મનુષ્યો તેવા પ્રેમીને દિવાનો કહે છે ! હા ! હું દીવાનો છું નહિ આ જેલ મારે શા હિસાબની ? હું પ્રેમનો ગોગી થયો છું નહિ તો રાજા ગૃહરીપુ મ્હારે શા હિસાબમાં એક તલવારના ઝટકે..............."

" ચૂપ, બોલતાં હમણાં હમણાં જીભ ખુબ વધી ગઇ

છે જરા બોલતા વિચાર કર ! મહારાજા તો દયાની પ્રતિમા છે ; તેવા ધર્મ ધુરંધર મહારાજાની વગોવણી કરતાં જરા વિચાર કરો ! સુંદરલાલ ત્હમે કોઇ નાના છોકરા નથી કે હજુ તમને સમજાવવા પડશે ! બાળક નાદાન પણ ત્હમો નથી ! " દરવાને તેણે શીખામણ આપતાં કહ્યું.

શું ત્હારા મહારાજા ધર્મીષ્ટ ! પ્રજાની પુત્રી વહુ સામે કુદ્રુષ્ટિ કરનાર રાજા ધર્મીષ્ટ ! ધર્મનું પુતળું ન જોયું હોય તો ! પ્રજાની પુત્રી વહુ તો રાજાની દીકરી સમાન છે ! રાજા તેનું રક્ષણ કરનાર પિતા ગણાય છે ! તે કદીપણ ભક્ષક થાયજ નહિ ? તે ભક્ષક થાય ત્યારે ભૂમી રસાતાળ જાય. તેવા બાપુ રાજ્યના દુશ્મન છે. હું તેવાનો કટો શત્રુ છું ! "

" કટો શત્રુ ! વાહ વાહ ! અલ્યા તું શું કરી શકવાનો હતો નહિ તો ! " તેમાંના એકે કહ્યું આ વાત ચાલતી હતી. તેવામાં ત્યાં બીજો સિપાઇ તેને માટે ખાવાનું લઈ હાજર થયો અને ઝાંપો ઉઘાડયો સુંદરલાલને ખાવાનું આપ્યું સુંદરલાલ આ વખતે ચંપાના વિચારમાં હતો તેને તો સર્વે સ્થળે ચંપાનોજ ભાસ થયો હતો.

" અલ્યા ખાવાનું ! " પેલાએ ખાવાનું આપતાં આપતાં કહ્યું

" શું ખાવાનું ? કોના માટે ? "

" ત્હારા માટે ! કેદીને આજ ખાવાનું મલે છે ! " તેણે મઠનો રોટલો બતાવતાં કહ્યું

" ચાલ ચાલ મ્હને તારા પાપી રાજાનું અન્ન ન ખપે ! એ પાપી રાજાનું ખાવું તે પણ પાપથી ભરેલું છે. પાપીનું અનાજ ખાઇ હું મ્હારા દેહને પાપમય નહિ થવા દઉં " આમ કહી તો તરતજ ગુસ્સામાંને ગુસ્સામાં ઉભો થયો,

" સમજીને ખાઇ લે ભલા માણસ સમજી જા ! વગર મ્હોતે

શું કરવા મરવા પડયા છો ”

“ ભલે ગમે તે થાય મરણ કાલ આવવું હોય તો આજ આવે ! જગતમાં જન્મીને મરવાનું તો છેજ પછી પાપમય જીવન કહાડી શા માટે  મરવું ? ” પેલાએ કહ્યું.

“ વારૂ ત્યાં જેવી આપ સાહેબની મરજી ! ” રૂવાબ અને કરડાગીમાં સુંદરલાલની મશ્કારી કરતાં કહ્યું.

અને જોત જોતામાં તે ભાણું લઇ ચાલતો થયો તેના ગયાં બાદ તરતજ પેલા સિપાઇઓ પાછા તેની મશ્કરી કરવા લાગ્યા. પણ પ્રેમવિયોગના કારમા ઘા વાગેલ હૃદય શાંત રહ્યું ઠઠા મશ્કરી ચાલતા હતા તેવામાં રાજા ગૃહરીપુ પોતાના દુષ્ટ મહતીયા મદનરાય સાથે સુંદરલાલની તપાસ કરવા અને મશ્કરી કરવાના હેતુથી તે ત્યાં આવ્યા હતા. આ વખતે સુંદરલાલ મનમાં બડબડતો હતો.

“ કેમ ! સુંદર ! નાદાન અને ઉદ્ઘત છોકરા સુંદર શું સ્થીતિ ચાલે છે ?

આ બધા ચંપા માટે પ્રયત્નો થાય છે કેમ ? પણ ભલા માણુસ જરા—નસીબ ઉપર હાથ ફેરવ ! તેવું સુખ તારે ભોગવવાનું ક્યાંથી હોય ? ”

“ એ તો બાપુના નસીબ ” મદનરાયે કહ્યું.

“ ઓ નરાધમ રાજવી ! સિંહને કેદ કરી સતાવવામાં શું સાર ? એક વખત પાંજરામાંથી મ્હને છુટો કર ! પછી તું જોઈ લે ! તારા નસીબ ઉપર હાથ ફેરવ ! પારકી સ્ત્રીપર દુષ્ટ નજર કરનાર રાજવી લ્યાનત છે તારી જાત ઉપર ધીટકાર છે તે રાજવીને ! પ્રજાનું હીત બાજુ પર મુકી પોતાની પ્રજાની વહુ દીકરીની આબરૂ લેનાર ! રાજા તારા પાપનો ઘડો પુર્ણ થયો જણાય છે નહિતો કદીપણ સીંહના

મ્હોમાં હાથ નાખવાનું સાહસ ના કરત રાજા માન ! માન ! હજુ પણ માન ! અને પ્રજા પ્રજા ઉપર રહેમ ભરી નજર કર સુંદરે કંઇક ગુસ્સાથી શીખામણ આપવા માંડી પણ તેના બદલામાં ખડખડાટ હસવા માંડયું આ જોઈ સુંદરલાલ ચીડાયો પણ તે શાંતજ ઉભો રહ્યો.

" આ શીખામણ આપવા આવનાર ન જોયા હોય તો ? " આમ કહી ને તુચ્કારથી તેની તરફ નજર કરી ! અને ચાલવા માંડયું. પણ તરતજ સુંદરલાલ ઉઠયો.

" યાદ રાખજો રાજન ! કે જ્યાં સુધી રાજા પ્રજાના હિતને બાજુપર મુકી રંટીબાજી નીવડે છે ત્યાં પ્રજા કદી પણ સુખી થતી નથી ! પ્રજાની છોકરીની લાજ લુંટનારા હીચકારા, બાયલા રાજવીર..."

" બોલતાં વિચાર કર તું કોની સમક્ષ બોલે છે તે જરા વિચારી જો ગમે તેટલો પણ તું મારો નોકર ! અરે નોકરનો પુત્ર ! સમજ તે ! જરા વિચારીને બોલ નહિ તો પરીણામ માઠું આવશે ! મદનરાયે રાજાની વતી કહ્યું.

" રાજા. આથી માઠું પરીણામ શું આવવાનું હતું આ દેહ તારા કબજામાં છે પણ આ જીવ તો કોઇના કબજામાં નથી ! "

" એમકે ? " મદનરાયે જણાવ્યું.

" તો વાર શું આજ અગર કાલ પણ મરવાનું છે ! તો પછી સુંદરલાલે જણાવ્યું.

" એમકે ત્હારે તો તને ભયંકર શીક્ષા ફરમાવવી જોઇએ કેમ ખરૂને ? મહારાજાએ મશ્કરીમાંને મશ્કરીમાં કહ્યુ.

" ભલે ફાવે તેમ કરો પણ સુંદરલાલ કદી પણ સત્યને છોડશે નહિ અને પ્રાણ જતાં પણ અસત્યને સ્વીકારશે નહિ ? " સુંદલારલ હીમતથી આગળ આવ્યો અને જોસથી હિમ્મત પુર્વક વાઘની માફક ગર્જી ઉઠયો.

"ચુપકર નાદાન તું તે શું કરવાનો છું. મોટો સત્યનો પાલક હરિચંદ્ર થયો ન હોય તો ! તું તે કોણ ? એક હાથમાં તને મારી નાંખવાનું મારી ભુજામાં ઘણું બળ ભરેલું છે. નીચ રાજ્યદ્રોહી ! રાજ્યદ્રોહ કરનારને શું શીક્ષા કરવી ! તું કયાં નથી જાણુતો " રાજાએ કહ્યું.

" હા ! મહારાજ તે કયાં નથી જાણુતો ? મહારાજ " મદનલાલે કહ્યું.

" જાણું છું નીમકહરામ જેનું ખાધુ તેનુંજ ખોદતાં તને કોણે શીખવાડયુ કુતરા ? "

જો જા ત્હેને હમણાં તો જતો કરૂં છું પણ યાદ રાખ તે કે છુટવાનો માર્ગ ફકત મારીજ છે." જો આ કેદખાનું તને ભયંકર લાગતું હોય તો આજ રસ્તો છે. " રાજાએ કહ્યું.

આમ કહી રાજા અને ત્હેના નીચ સાથીદારો ત્યાંથી ચાલતા થયા. સુંદરલાલ પોતે એકલો બેઠો પોતાના ભાગ્યને ધીટકારવા લાગ્યો. અને વિધિના ઉપર ક્રુર થયો. ઘડીમાં દાંત પણ કચકચાવવા માંડયાં. અને હાથમાં પડેલી બેડીઓ પણ પછાડવા માંડી સિપાઇઓ તો તેને દિવાનો ગણુતા હતા તેથી તેતરફ ધ્યાન આપ્યું નહી. સુંદરલાલની સ્થીતી વિચિત્ર થવા લાગી અને ગાવા લાગ્યો.

ખરેખર પ્રેમ યોગી ફકીરી આજ હા ! લીધી
બન્યા ત્યાગી અમે સર્વે અમારા પ્રેમથી લીધી
ફકીરી આજ હા ! લઇને અમો તો શોધવા જાશું
અમારા પ્રેમની કિંમ્મત નહિ કોઇ પાસ અંકાવશું
અમે યોગી ખરા પ્રેમી ! અમારો પંથ ન્યારો છે
ખરે તે પંથ ચાલીને અમારો રાહ ન્યારો છે.

અમારા રાહની માંહી ભલે આવો તુફાનો બહુ
બધા તે મુકશું છોડી ! અમારા રાહની બાજુ
ભલે દુનીયા નિંદે અમને નથી પરવા લગારે તે
અરે ! સારા અગર બુરા, અમારા રાહની માહે
મનુષ્યો ગણુતા નાહી ખરેખર પ્રેમની કિમ્મત
અજાયબ પ્રેમ વસ્તુ છે નથી તેવી ખરે હિમ્મત.

આમ ગાતો ગાતો તે ફરવા લાગ્યો અને આમ તેમ આટા મારતો મારતો પોતાના ભાગ્યને નીંદવા લાગ્યો.



# પ્રકરણ સાતમું.

## પ્રજામાં ત્રાસ.

રાજ્યની પ્રજા ગૃહરીપુના ત્રાસથી ત્રાહ ત્રાહ પોકારી ઉઠી હતી પ્રજાના અમલદારોમાં પણ પોલ હતી. રાજ્યમાં કોઇ પણ કોઇની ગમે તેવી પણ ફરીઆદ સંભળાતી ન હતી. રત્નગઢની પ્રજામાં ખુણે ખુણે અને ઘેર ઘેર ચંપા શેઠાણીના હરણનો વાતનો મુખ્ય વિષય થઇ પડયો હતો. જ્યારે રાજ્ય તરફથી અમલદાર વર્ગ પ્રજાને ગમે તેવી રીતે સંતાપતા હતા.

પ્રજા પક્ષની આવી ફરીઆદ નીડરપણે કરનાર રાજાના કાન ઉઘેડનાર પ્રધાન પોતે દેશનિકાલની સજાને પામ્યો હતો જ્યારે તેના બહાદુર પુત્ર સુંદરલાલ જેલમાં સડતો હતો.

વાંચકગણ ! આપણે આગળના પ્રકરણોમાં જાણી ગયા છીએ કે પ્રધાન સાહેબ પોતે હાથમાં તલવાર લઇને સુંદરની બીના જાણવા તે રાજ્ય સભા તરફ ચાલ્યો ગયો તે જાણી ગયા છીએ.

પ્રજાના માણસો રાજાના આ નીચ કામથી કંટાળી તો ગયાજ હતાને કોઇ બહાદુર સરદારની શોધમાં હતા. પ્રધાન જતા હતા. ત્યારે ત્યાં ઉભેલા પ્રજાજનો પ્રધાન તરફ માનની દૃષ્ટિથી નીરખવા લાગ્યા.

એ ટોળામાંના એકે પ્રધાનને રાજાના આવા નીચ અને હીચ-કારા કામ પ્રત્યે અણગમો બતાવવા અને તેવા કામથી પ્રજાને છોડા-વવા અને તેની સરદારી લેવા આગ્રહ કર્યો.

" પ્રજાની આંખો જો હવે ઉઘડી હોય. હવે પ્રજાને લાગ્યું હોય કે પ્રજાની વહુ દીકરીને રાજા પોતાની વહુ દીકરી સમાન છે.

રાજ્યના કાળાં કારસ્થાનો હવે પ્રજા જાણી ચુકી છે કે મદનરાય પ્રજાનો વિરોધી છે. રાજા ખરાબ નથી. રાજા દુષ્ટ નથી પણ તેનો મળતીયો મદનરાયજ ખરાબ છે.—આપણે રાજાને ચેતવણી આપવી ન માને તો આપણે બળવો કરી રાજ્યના કુંવરને ગાદી આપવી. બોલો તમે તૈયાર છો ? પ્રધાને પ્રજાને સમજાવતા પુછ્યું.

" અમો બહાદુર છીએ. હજુ સુધી ચુડીઓ ધારણ કરી નથી અમારા પોતાના લાભાર્થે અમે કાંઇ ન કરી શકીએ તો અમારૂં જીવન ધીટકારને પાત્ર છે ! વળી પ્રજાની વહુ દીકરી તે અમારી છે તેમની લાજ અમારા જેવા ક્ષત્રી કુમારો બેઠા હોય ને જાય તો જેની લુંટ થાય જેને ત્યાંથી લાજ લુંટાય તેની નહિ પણ અમારી પોતાની આબરૂ જાય છે એમ અમારૂં માનવું છે ચંપા શેઠાણી ગુમ થઇ છે તે જાણી અમારૂં હૃદય બળી ખાખ થઇ જાય છે પણ શું કરીએ કાંઇ પત્તો મળ્યો નથી નહિ તો આમ બેસી ન રહીએ ખરા શુરવીરોને યુદ્ધ તે રમતજ ગણાય !

મ્હને ખાત્રી છે કે રત્નગઢની પ્રજા આપની પડખે છે આપ રાજ્યના ત્રાસ સામે બ્હારવટું લો ? અગર અમે પોતે રાજ્યને ફના કરવાનું માથે લઇશું " તેમાંના વીર સરદારે પ્રધાનને જણાવ્યું પ્રધાન આથી ખુશ થયો અને તેણે સરદાર બનવાનું સ્વીકારી લીધું.

આખા ટોળાંમાથી નગ્ન તરવારો ઝગમગાટ કરતી બ્હાર નીકળી અને " સત્યનો વિજય છે રાજાના પાપાચાર સામે ખુલ્લા લડશું અને પ્રજાની વહુ દીકરીઓની લાજ અમો મરતાં સુધી બચાવીસું" આમ ધમધમાટ અને કમકમાટી ભરેલા વીરલ અવાજે તેઓ આગળ ચાલ્યા અને એક મહાન કર્યું હોય તેમ પ્રજાના વીર રજપુતો નીચે પ્રમાણે ગાતાં ગાતાં આખા શહેરમાં ફરવા લાગ્યા.

પ્રજાની લાજ લુંટનારા; અને ઇજ્જત લેનારા;
નરાધમ રાજવી એવા, પ્રજાને ત્રાસ દેનારા.
પ્રજા છે પુત્ર પોતાની, ભૂલીને અંધ હા ? થાતા;
કરીને દુષ્ટ કંઇ ધાટો, પ્રજાને આજ રંજાડતા,
અરે ! રક્ષક રાજા છે, કદી ભક્ષક થાયે તો;
દુનીયા જાય ડુબીને, નરકમાંહી પડે તે તો.
અરે ! ફીટકાર છે ધીક્કાર ખરે ! એ રાજવી એવા.
નરાધમ જીવતા જાઓ, નરકને આજ હા ! જોવા.

આમ પ્રજામાં ફરતાં ફરતાં ગાવા લાગ્યા તેથી પ્રજાના શુરવીરો બહાર પડયા અને રાજાના ત્રાસો સામે મરી ફીટવાને તૈયાર થઇ પ્રજાના સંઘમાં જોડાઇ રાજ્યની સામે ગમે તે પ્રકારે હુમલા કરવા અને પ્રજાને આવા ત્રાસમાંથી છોડાવવા માટે કમર કસીને તૈયાર થઈ વારા ફરતી વારા ફરતી તે સૈન્યમાં જોડાઇ ગયા અને આ સૈન્ય આખા રત્નગઢમાં ફરી વળ્યું. પોલીશ અમલદારો આથી ગભરાયા. અને આવા હુમલાથી ચેતવા માટે તેમણે રાજાને ખબર આપવા દોડવા માંડયું. આ વખતે રાજદરબારમાં બાદશાહી મીજલસ ચાલતી હતી.

બાદશાહી મીઝલસ એટલે પ્રજાના પૈસાનું પાણી, રાજા ગૃહ-રીપુએ રાજ્યનું તમામ નાણું આવી રીતેજ ખતમ કર્યું જ્યારે ખજાનચીએ તેમને જણાવ્યું કે "બાપુ રાજ્યની તિજોરીમાં હવે તળીયું દેખાયું." "તળીયું દેખાયું હોય તો કયાં પ્રજા નથી ? પ્રજા ઉપર ડબલ કર નાંખો ? જો તેમ છતાં પણ ન ગભરાય તો આપણી પાડોશમાં આવેલા જગ્નાના ધામમાં જનાર મુસાફર પાસેથી પણ વેરો ભરાવવો ! શા માટે રાજ્યની તિજોરી ભરેલી ન હોય ?" સુરા અને સુંદરીને સ્વર્ગ માનનાર ગૃહરીપુએ જણાવ્યું.

" બાપુ, જરા પ્રજાપર ત્રાસદાયક કહેર વર્તાવતા વિચાર કરો. હા ! પ્રજાએ કર આપવાનો ખરો ! પણ જ્યાં એકજ કર આપી શકાય તેવી સ્થીતી ન હોય ત્યાં ડબલ કર શી રીતે આપી શકવાની છે. " તેમાંના એકે જણાવ્યું.

" એટલે પ્રજા પાસે હોય કે નહિ તે આપણે જોવાનું નથી. તેમ આપણે કાંઇ દયાદાન કરવા બેઠા નથી. સમજ્યા કે ? પ્રજાની ફરજ છે તે તેણે તે અદા કરવા માટે ગમે તે કરવું પડે તો પણ કરી છુટવું જોઇએ ! " પ્રજાના ધર્મિષ્ટ પિતા જેવા રાજવીઓ પ્રજાને પોતાની મિલ્કત માની બેઠેલ તેમજ ગમે તે ભોગે પણ રાજ્યનો બાદશાહી ઠાઠ રાખવો જોઇએ તેવું માનનાર ગૃહરીપુએ જણાવ્યું.

" બાપુ જરા......................

" ઓ......બાપુ......કાળો કહેર......! ભાગ્યા તુટયા અને ગભરાતા અવાજે મદનરાયના મળતીઆએ જણાવ્યું. અને ખજાનચી બોલતાં બોલતાં અટકી પડ્યો.

" અલ્યા ગમાર શું છે ? આમ ગભરાતો આવે છે તેનું કારણ શું ? શું કાંઇ અનીષ્ટ બનવા સંભવ છે ? " રાજાએ પૂછ્યું.

" પણ બાપાજી સંભવ શું ? થઇ ચુકયું પ્રજા ઉશ્કેરાઇ ચુકી છે અને રાજાના સામે હુમલો કરવાનું પણ તે વિચાર કરી રહી છે" પેલાએ કેટલીક ખોટી બીના પણ જણાવી અને રાજાને વધુ ઉશ્કેરી રાજ્યની પાયમાલી કરવાનો તેનો વિચાર હશે તે આ ઉપરથી કોણ ન સમજી શકે ?

રાજ્યના નિચ આવા નીમકહરામો મળતીઆ સાચાનું જુઠું બોલનાર અને ગમે તે ભોગે પ્રજાને રંજાડી પ્રજામાં ત્રાહ ત્રાહ પોકારી રાજા સામે બેદીલી ફેલાવનાર તે આવા રાજવીના મસ્કાઓ !

કાણુ મુઓ છે એ રાજ્ય દ્રોહી ? " રાજાએ ક્રોધીત થઇને જાણે પોતાની કાયમની મિલ્કત લુંટાઇ જતી હોય તેમ ક્રોધીત સ્વરે પૂછયું.

" અરે ! બાપુ પેલો નીચ રાજ્ય દ્રોહી પ્રધાન ! અને તેના પ્રતાપે તેણે એકઠું કરેલું સૈન્ય લઇ આજ આખા નગરમાં આપના તરફ બેદીલી ફેલાય તેવું ગાતા ગાતા જતા હતા ને વધુ.........

" અરે ! બાપુ આપનું રાજ્ય ન પચાવી પડે તો સારૂં નહિ તો એમનો વિચાર તો આપનું રાજ્ય પચાવી પાડવાનો છે.........

" હા, એમ હશે ખરૂં ! ને પોતે રાજા થવા માંગતો હશે !" બન્નેને બોલતા વચ્ચે અટકાવીને મદનરાય બોલી ઉઠયો.

" તો..............."

" તો શું ? બાપુ ઉગતા દુશ્મનને જડ મુળથીજ કાપી નાંખવો ઉચીત છે નહિતો આગળ ઉપર તે ભયાનક શત્રુ થશે. " મદનરાયે રાજાને પણ બોલતા અટકાવીને પ્રધાનને દફનાવી નાખવાનો પોતાનો નીચ વિચાર પ્રદર્શીત કર્યો.

" હા. તે વિચાર ઘણો સારો છે ! બાપુ દુશ્મનને કદી પણ આગળ વધવા દેવોજ નહી. એતો આવતો જણાય કે તરતજ તેનો નાશ કરવો તેજ નહી.

કરવો તેજ લાભદાયક છે બીજા મળતીઆએ કહ્યું.

" હા ખરી વાત છે બાપુ પછી આપની મરજી " ત્રીજાએ કહ્યું

" પણ એ બાપુ આપના જીવનું પણ જોખમ થાય તેમાં કાંઇ નવાઈ નહીં માટે અત્યારથીજ..............." દારૂની પ્યાલી ભરતાં મદનરાયે કહયું.

" જાવ સૈન્ય તૈયાર કરો. અને એ દુષ્ટ પ્રધાનને કેદ પકડો એ નીમકહરામને દેશપાર કર્યાં છતાં પણ કેમ રત્નગઢમાં આવ્યો ? હા ! પણ તે આવી શી રીતે શકયો ?" રાજાએ પૂછ્યું.

" બાપુ પણ દેશપાર ગયુંજ કોણ છે ! "

" રાજાનો હુકમ એટલે ઘાસ તડખલુ ! " બીજાએ જણાવ્યું.

" જાવ એ નીચને હાલને હાલ અત્યારેજ કેદ કરો અને મારી આગળ ખડો કરો ! "

રાજાનો હુકમ થતાં સૈન્ય ચાલ્યું અને પ્રજામાં આ વાતની જોતજોતામાં જાણ થઇ હવે જે થાય તે ખરૂં ! '



# પ્રકરણ ૮ મું.

## બીજો શિકાર.

મલતીઆ હોય લુચ્ચા તો જરૂર એ રાજ વગોવાના
થઇને નીચ બદમાશો પ્રજાને હારી લાવાના
પ્રજાની લાજ લુંટવામાં બધાનો હાથ છે એમાં
હરામી મસ્ત એવા તે મઝા તેમાંજ માણે છે

❦ ❦ ❦ ❦

રાજ્યનું નાશ કરનારા હિતેચ્છુ હાય ! ગણનારા
નહિ તે હિત ઇચ્છનારા પરંતુ નાશ કરનારા
થયા બરબાદ રાજ્યો કાંઇ ખરે તેવા નરાધમથી
છતાં ચેતે નૃપો હા ! નહીં અરે તેવા નરાધમથી

❦ ❦ ❦ ❦

તમે સહુ ચાલજો ચેતી અરે તેવા હરામોથી
પ્રજાનો નાશ કરનારા ખરે ! તેવા નરાધમથી
પ્રજાના હીતના ચાહે અરે આ રાજવી રૂડા
તમે સહુ ધ્યાન [illegible] [illegible] રાજવી રૂડા

❦ ❦ ❦ ❦

બચો તેવા નરાધમથી વિનંતી છે પ્રભુ પાસે
કદીજો હોય તેવા તો રૂડા રાજા બધા માસે
દઇ શીક્ષા અને તેને પ્રજાનું હીત તો ધારો
વિનંતિ યાચતો “ પ્રહલાદ ” જગતનો એજ ધારો.

પ્રહલાદ

પ્રાતઃકાળનો સમય હતો પ્રભુ પ્રભાકરના આગમનની રાહ જોતા અવનીપર મનુષ્યો ગોદડામાં હજુ પણ ઉંઘતા હતા. ઊષા લાલ પીળા વસ્ત્ર સમજી આકાશમાં લાલપીળા સાથીઆ પુરી ગઇ હતી. અને જોત જોતામાં ભાનુદેવે પોતાનો રથ ને સાથીઆ ચલાવ્યો. તેના સિપાઇ કુકડાએો કયારનાય સુર્યદેવની સ્વારીની છડી પોકારી રહ્યા હતા.

રત્નગઢ ની સુંદરીઓ પણીઆરી બની ઘરનું પાણી ભરવા ગામથી બ્હાર આવેલા કુવે પાણી ભરી રહી હતી. આ દેખાવ ખરે-ખર ઉત્તમી જણાતો હતો. એક સુંદરી સોળ વરસની ઉમરની જણાતી હતી. નવયૌવન દેહ કળી સમાન ખીલી નીકળ્યો હતો તેની આંખ ભલ ભલી હાથણીને શરમાવનારી હતી. અને પરવાળા જેવા ઓષ્ટ તેમાં ઓર વધારો કરી રહ્યા હતા. તેનું ગૌરાંગી બદન પવિત્ર માણુ-સોને દેવી સમાન ભાસતી હતી. પણ નરાધમો, કામાંધ બનેલા મસ્ત આખલાઓ તેની પાછળ મશ્કરી કરી ઘડીભર ગમ્મત કરતાં અને આવી સુંદર નાર મેળવવા ગમે તેવા કષ્ટો સહન કરી ઘડીભર આનંદ મેળવવા કટીબંધ થતાં. પણ લાચાર ! કયાંથી હોય તેમના નસીબમાં !

" અલી જયા તું તે હવે કયાં સુધી પાણી ભરસે " તેની સખીયે તેને પાણી ભરવાનું કયાં સુધી છે તે જાણવા જયાને પૂછ્યું.

તે દાડમકળી સમાન જણાતી નવયૌવનાનું નામ જયા ?

" બ્હેન તેમાં શું માતા પિતા હજી શોકમાં છે અમારી નાનમાં કેળવણીનો ઢ; તેમાં હું ઉમ્મર લાયક મારા લાયક...મળવો જોઇએ ને ! " જયાએ શરમાતાં શરમાતાં જણાવ્યું.

જ્યારે સરખી ઉમ્મરની સહીએરો એકઠી મળે છે ત્યારે આવીજ વાતો ચાલે છે છોકરીને વાતો કરવાનું સ્થળ તે પોતાની સહીયર ! પુરૂષને ભાઇબંધો હોય તેમ આને તેની બેનપણી સુખ દુ:ખમાં હર્ષ અને દિલાસો દેનાર પણ તેજ.

"હોવે...અલી તેમાં વળી તમારી નાતમાં બાળલગ્ન તો ખુબ વધી પડયા છે." તેની સખીએ જણાવ્યું.

"હા બા જોતો ખરી ! અમારી નાતમાં કુળવાન અને અકુળવાન એમ બે જાતના વાડા છે કુળવાનના ઘરનો વર તો પારણામાંથી ઝડપાય ! અને બધા કુળવાનનેજ માગે ! વળી અમો પણ કુળવાન ! એટલે અમારા કુળવાન સિવાય બીજા વાડામાં જવાય નહિં ! આવા આવા તો ખુબ ત્રાસ અમારી નાતમાં છે !"

"પણ અલી સખી ! આવા ત્રાસો તમારી નાતમાં ઘણા છે છતાં સુધરવા પ્રયત્ન કેમ કરતા નથી ? આ તો ઘણું ખોટું બા !" પેલીએ જયાને પૂછ્યું.

પણ અમારા નાત પટેલો એટલે અભીમાની, જો પોતાનો છોકરો પારણામાંથી ઝડપાયો અને બીજાનો ન ઝડપાયો હોય તો તેમાં જાણે ત્રીલોકનું રાજ્ય તેમને મળ્યું હોય તો પણ તેટલો આનંદ ન માને ! અને માને તો ભલે માને પણ બીજાઓની ટીકા કરી તે તો હલકા તેનું કુળ આવું આવું એમ કહીને તેને વગોવવા પ્રયત્ન કરે ! પછી પેલો છોકરો નાનો હોય તો પણ ગમે ત્યાં મોટી વય ની કન્યા હોય તો પણ વગર વિચારે વિવાહ કરે ! કહે અલી ! આવા ત્રાસો હોય ત્યાં સમાજનો ઉદ્ધાર શી રીતે થાયે !" જયાએ લંબાણથી પટેલો ઉપર પોતાનો કોપ પ્રદર્શિત કર્યો.

આ વાતોમાંને વાતોમાં તેઓ એક બીજાને ઘેર પહોંચી ગયા. આ વાત ઉપર આપણે એટલું તો જાણી ગયા કે જયા તે કુંવારી છે. લગભગ સતર વરસની તેની ઉમ્મર ને તેનું રૂપ પણ તેવુંજ સુંદર !

તેનું મકાન આવવાથી બંન્ને સહીઅરે પણ પાણીના બેડા સાથે છુટી પડી ત્યારપછી તે ઘરમાં ગઇ અને એક માણસ પણ તેની પાછળ કે અત્યાર સુધી હતો તેણે જોયું અને તે બરાબર નોંધ રાખી ત્યાંથી ચાલતો થયો.

પ્રિય પાઠક ! તે માણસ બીજો કોઇ નહી પણ રાજાનો મળતીઓ નીચ મદનરાય ! અત્યારમાં બ્હાર જતો હતો તેવામાં જયાનાઃ રૂપથી તે અંજાઇ ગયો રાજાને કહીશ તો મ્હને મોટું ઇનામ મળશે. તે લાલચે તેણે રાજાને કહેવાનો વિચાર કર્યો. અને તેની તપાસ કરવા માટે તે પણ તેની પાછળ ચાલ્યો અને આ બધી બીના જાણી હતી અને આ બીના જાણી તે રાજાને કહેવા જલ્દી ચાલ્યો.

હવે આપણે જયાના માતા પિતાની સ્થીતી તપાસીએ.
જયાના પિતા રાયચંદ નાતના વણીક હતા તેની પત્નિ રમા અને તે બાવીસ વરસની ઉમરે પોતાનું વાંઝીયા મેણું ટાળ્યું હતું બાવીસ વરસની ઉમ્મર સુધી નતો પુત્ર કે પુત્રી છતાં પણ પ્રભુએ તેને પુત્રી આપી તેથી તેને પુત્ર જેટલી શાંતિ ન મળી પણ વાંઝીયા મ્હેણું તો ભાંગ્યું તે વિચારે તેમણે પુત્રીની બરદાસ કરવા માંડી.

“ પુત્રીને ભણાવવી એટલે છોકરીને બગાડવી ” આવી જગત ની માન્યતાઓને ઠોકરે મારી “ છોકરીને ભણાવવાથી તે વંઠી જાય

છે " તેવું માનનાર પુરૂષસ્ત્રીઓ અને જ્ઞાતિ આઇઓની પરવા કર્યા વગર તેણે જયાને ભણાવવા માંડયું."

જ્ઞાતિજનો ટીકા કરતા અને વગોવતા છતાં ન ધરાતાં. " આ તે કેવો મુર્ખ છોકરીને ભણાવીને બેરિસ્ટર કરવી છે કે શું ? આવી વાતો અવારનવાર જ્ઞાતિના આગેવાનો ચર્ચવા લાગ્યા જ્ઞાતિજનો છોડે ? પણ રામચંદ જયાનો પિતા તેનાથી ડગે તેમ ન હતો તે તો માનતો હતો. **यत्र नार्यस्तु, रमन्ते तत्र देवताहाः—**

" પામે જયાં સન્માન સુંદરી રમે દેવતા ગૃહ ત્હેના

જગદેતવિ પ્રસન્ન રહે, મ્હેર ઇશની સર્વદા "

આવી રામચંદની સખ્ત માન્યતા હોવાથી જ્ઞાતિજનોની તે પરવા પણ કરતા ન હતા. આથી જ્ઞાતિજનો બોલવું બંધ કરવા લાગ્યા.

સમાજના પંચાતીયાનો ધારોજ છે કે કોઇ પણ સારૂં કામ કરતું હોય પણ તેમની નજરમાં તે ભુંડું જણાવવાનું ને તેથી તેઓ જાણે આ કામથી પોતાનું ઉંધુ વળી જશે પોતાને ત્યાંથી પોતાની પાસેથી કાંઇ ગુમ થશે તે બીકે કે પોતાના કરતાં આગળ કોઇ ન જઇ શકે તેથી તેઓ તેની નીંદા કરવામાં રાત દિવસ શતત પ્રયત્ન કરી રહ્યા હોય છે અને તે જ્ઞાતિપટેલીયાય,

મદનલાલ જયાના રૂપથી અંજાયો અને રાજાને કહેવા ગયો પણ તેનો વિચાર પોતાને મળે તેમ હતો. પણ તે પોતે ઉઘાડો પડે તેમ ન હતું અને તેવો બુદ્ધિહીન ન હતો રાજાના નામથી પોતાનું કાર્ય પાડવા માગતો હતો. તેણે રાજાને તેના રૂપનું વર્ણન કરી.

બતાવ્યું, વિષયાંધ નર ગૃહરિપુ પોતાની દુષ્ટ વાસનાને રોકી ન શકયો અને ગમે તેના ભોગે તે પાર પાડવા તેણે નિશ્ચય કર્યો.

જાવ જોઇએ તેટલા માણસો લો ! જોઇએ તેટલાં નાણાં પણ તીજોરીમાંથી લ્યો ! માણસો મરી જાય તો મરવા દેજો ! પણ તે સ્વર્ગની સુંદરીને લઇનેજ અહીં આવજો" તેણે સિપાઇઓને જણાવ્યું અને વળી પાછી ધમકી આપવા માંડી.

યાદ રાખજો કે તમો જો એમને એમ આવ્યા તો તમારૂં મોત જાણજો જીવતા થાંભલા સાથે ઠોકવા પડસે ને મોતનો પેગામ તમારા માટે તૈયાર હશે" આવી ધમકી સાથે જ્યાને પકડી બીજો શીકાર પણ કરવા લશકર તૈયાર થયું.



# પ્રકરણ નવમું.

## કેદી ક્યાં ?

ચંપા શેઠાણીને કેદ થયા પછી તેની ઉપર બળાત્કાર કરવા ગએલા ત્યાંથી નિરાશ થઇને ચાલ્યા ગયા અઠવાડીઆની મુદત આપી પણ તે મુદત પુરી થઇ તે પહેલાં ચંપા શેઠાણીએ અહીં શું કર્યું તે આપણે જોવાનું છે.

ચંપા ત્યાંથી ઉઠી આખા મહેલમાં ફરવા લાગી બીજું કોઇપણ ત્યાં ન હોવાથી વનવગડા જેવું ઘર અને તેથી ચંપાને એક બે દિવસ બીક તો લાગી પણ આખરે તે બહાદુર રમણી મહેલ તપાસવા નીકળી પડી, ખંડેખંડમાં ત્યાં શું છે તે જોવા લાગી જોતાં જોતાં તે શસ્ત્રવાળા ખંડમાં આવી પહોંચી.

મહેલ સુંદર હતો અને ત્યાં ભાતભાતના શસ્ત્રો પણ ત્યાં હાજર હતાં ચંપા તે ખંડમાં ગઇ અને ધારવાળા સુંદર શસ્ત્રો લઇ તે આમ તેમ જોવા લાગી. અને વળી પાછો કાંઇક વિચાર કરી પાછી ફરી. આમ સાત દિવસો વહી ગયા. અને આજ આઠમો દિવસ હતો; ચંપા શેઠાણી આજ સવારથી ઉદ્વેગમાં હતી પણ કાંઇક ધીરજથી તે પાછી શસ્ત્ર ખંડમાં ગઇ અને આબેહુબ સુંદર લડાયક શસ્ત્રો સજી હાથમાં હથીઆર લઇ તે ઉભી.

આ વખતનો દેખાવ ભલભલા વીરને પણ શરમાવે તેવો હતો અરે ! જાણે ખરેખર ? કોઇ શક્તિદેવી પ્રગટી પાપીઓનો સંહાર કરવા ઇચ્છતી હોય તેમ ઉભી હતી અને વળી પાછા કાંઇક વિચાર આવતાં આવાજ પોષાકે તેણે કાંઇક વિચાર મનમાં નીશ્ચય કરી દીધો.

આ અઠવાડીઆ દરમ્યાન રાજ્યમાં શું શું નવું નવું બન્યું તે આપણે જાણી ગયા છીએ રાજાએ બહારવટુ લેનાર પ્રધાન ઉપર હુમલો કરવા લશ્કર મોકલ્યું, અને જયાને પણ પોતાની લાલચ અને દુષ્ટ વિષય વાસનાને તાબે થઇ ઉપાડી લાવવા પ્રયત્ન કર્યો ને ત્યાં પણ સિપાઇઓ મોકલ્યા તે આપણે જાણીએ છીએ.

"આજ આઠ દિવસ પુરા થયા કેમ મદનરાય ખરૂંને ?" રાજાએ મદનરાયને ચંપાને આપેલી મુદ્દત પુરી થઇ તે બાબત પૂછવા માંડયું.

"હાજી, આજ મુદ્દત પુરી થઇ ચંપાને હવે ઠેકાણે લાવવા પ્રયત્ન તો કરવો જોઇએ !" મદનરાયે કહ્યું.

"એટલા માટેજ હું પુછતો હતો ?" રાજાએ કહ્યું.

"તો ચાલો હવે વાર છે ?"

"હા ! પણ જયા બાબતનું શું છે ?"

"જયા માટે મ્હેં બંદોબસ્ત કર્યો છે; ને તે એ કે જયાને પણ ચંપા શેઠાણીવાળા મકાનમાં તેમને પણ પુરવા અને તેમ કરવાથી આપણને પણ ફાયદો થશે વળી તેઓ બંન્ને જાણીઓ સાથે રહેશે ને તેથી શહવાસમાં તેમના દિન વહયા જશે પછી આપશ્રીની મરજી" મદનરાયે પોતાનો વહીવટ જણાવ્યો.

"બરાબર છે ! વાહ મારા વીરલ સરદાર ! ધન્યવાદ છે તમને ! ખરેખર આપને આપેલી પ્રધાનની જગ્યા આપ બહાદુરીથી નભાવી શકશો તેમ મારૂં તો આ પરથી ચોકસ માનવું છે ભલે તેવા બંદોબસ્તમાં મને કાંઇ પણ વાંધો નથી. હા ! પણ જયા અને તે બંને જણીઓ ભેગી થશે તો કાંઈ કાવત્રુ તો કરી શકસે નહીને ? તે બાબત ખાસ વિચારવા જેવી છે !" રાજાએ તે બદલ હર્ષ બતાવતાં અને નાસી જવા વિશેની શંકા જણાવતાં પુછ્યું.

"ના. બાપુ આપ તે બહલ નિરાંતે રહો ! જો જરા તેમ થશે તો પછી આપણે તે બાબત આગળ પગલા ભરશું !" મદનરાયે જણાવ્યું.

"અને ચંપા શેઠાણી ?"

"નારે તે બિચારી શું કરવાની હતી" મદનરાયના બીજા સાથીદારે જણાવ્યું.

"વારૂ જા દુર્જન તું ઘોડાર તૈયારી કર આપણે હવે જવું જોઇએ ઘણા ભાગે તે માની ગઇ હસે અને આપણી રાહ જોતી બેસી રહી હશે, કેમ મદનરાય તમો શું માનો છો હવે તે માની ગઇ હશે કેમ ?". મદનરાયને તે બાબત પૂછતા ચંપા પાસે જવાની તૈયારી કરવા દુર્જનસીંહને જણાવ્યું.

દુર્જન ગયો અને તે બાબતની તૈયારી કરવાના કામમાં રોકાયો

"કોણ જાણે બાપુ ! પણ હવે તે માની ગઇ હશે તેમ મારૂં માનવું છે !"

"વાહ વાહ પછી શું ? બસ આનંદને આનંદજ ! ઓ વ્હાલી ચંપા તારા નામનું રટણ કરતા મારા હૃદયના સુતેલા તાર જાગૃત થાય છે અહા ! શું દીદાર ! ત્હારી કાલી કાલી બોલી ત્હારી હાથણી સરખી ચાલ અને તારા પરવારા સમા ઓષ્ટ ! અહા ! બધું યાદ આવતાં જાણે તું તો ઇંદ્ર લોકની અપ્સરા કે કોણ ? તે પણ સમજાતું નથી ? કેમ મદનરાય જાણે સ્વર્ગની માનીતી અપ્સરા સબજપરી કેમ ?"

"અરે બાપુ ! સબજપરી તો ત્હેની કાંઈ વિશાતમાં નથી ? શું તેનું લાવણ્યમય રૂપ......શા તેનાતો વખાણ કરૂં ?" મદનરાયે મરકો મારવા માંડ્યો.

એવામાં દુર્જનસીંહે આવી જણાવ્યું કે સાધન તૈયાર છે અને બધા સાથી તૈયાર થઇને ચાલવા લાગ્યા.

આજે અવર્ણીય જંગલમાં સુન સુન્યકાર અને ભયાનક વિકટ જંગલમાં તેઓ ચાર જણા વાતોના તડાકા મારતા ચાલવા લાગ્યા અને જોત જોતામાં તો ચંપા શેઠાણીને જે જગ્યાએ કેદ કરી હતી ત્યાં આવી પહોંચ્યા, તેમાના એકે દરવાજો ઉઘાડયો અને બધા એક પછી એક અંદર દાખલ થયા.

હવે આપણે અંદરની પરિસ્થિતી જરા નીહાળી જોઇએ ચંપા શેઠાણીએ લડાયક વસ્ત્રો ધારણ કરી હાથમાં તલવાર લઇ પાછળની બારી વાટે ત્યાંથી પસાર થતી ખલ ખલ કરી સુંદરી નદી વહયા જતી હતી તેનો મધુરો કલરવ ખરેખર કર્ણ પ્રીય થાય તેમ હતું એ બારી વાટે જોતા જોતા દુર દુર ત્યાંથી હરીયાળી ભરી લીલોતરી વાળી ભીન આંખને ઠારતી હતી.

આમ કુદરતી દરયો જોવામાં ચંપા મશગુલ હતી વળી આવા વસ્ત્રો ધારણ કરેલા હોવાથી તેને રોમેરોમ શુરાતનનું ભાન ઉત્પન્ન થતું હતું હાથમાં તલવાર ઝાલી ખરેખર જાણે દુશ્મનનો સંહાર કરવા તે જતી ન હોય ? અને અસત્ય પાપ અને લુચ્ચાઇથી ભરેલા સારા સંસારને ખાઈ જવા અગર તો ખુશ કરવા કોઇ મહા માયા અગર તો દેવી ન હોય ? એવો દેખાવ થઇ રહ્યો હતો ખરેખર વીરબાળા આ વખતે અબળા મટી તે શબળા થઇ અને ગમે તેવા ભોગે પણ આ વિપતીમાંથી છુટવાનો વખત આવે રાજા ગૃહરિપુનો પણ જવાબ માંગવા તેણે મન સાથે ક્ષણ વારમાંજ નિશ્ચય કરી રાખ્યો.

આમ ચંપા શેઠાણીના મનમાં વિચાર તરંગો દોડયા જતા હતા એક પછી એક એમ અનેક વિચારો તેને પ્રગટયા, અને કાંઇપણ

અમલ કરી શકે તેવી સ્થીતી ન હોવાથી લાચાર થઇને પાછા રહેવા દીધા. ઉપયોગ વગરના થયા.

"હાય ! હવે શું કરૂં ? કોઇ પણ રીતે મારે મારો છુટકારો તો કરવોજ જોઇએ મારો પતિ વા'રે આવત પણ ચોકસ તે પણ મહાસંકટમાંજ હશે ! નહિ તો જ્યાં અથાગ પ્રેમની નદીઓ હતી તેમાં ભંગ પાડનારને સમા કરી મારો પ્રેમ સમુદ્ર પતિ મને શોધી કહાડત અને આ દુઃખમાંથી મુક્ત કરત ! હાય ! શું દશા !" આમ વિચારો ચાલતા હતા. તેવાજ બારણા ખખડવાનો અવાજ અને માણસોની વાતોના શબ્દો ચંપા શેઠાણીના કાને આવ્યા.

ચંપા તુરતજ દાદર આગળ આવી. અને પલંગ પાછળ છુપાઇ ગઇ નરાધમ ચોકડી ઉતાવળમાંને ઉતાવળમાં હેઠળનું બારણું પણ ઉઘાડી મુકીને આવ્યા હતા. એક પછી એક એમ ચારે જણ ત્યાં આવ્યા. દાદર ચડયા અને તપાસ કરી ચંપા ત્યાં ન હતી.

"ચાલો બાજુના ખંડમાં છે એકલી ગમે ત્યાં હશે !" મદનરાયે જણાવ્યું અને તમામ ત્યાં ચાલ્યા ચંપા આ લાગ જોઈ તુરતજ ચુપકીદીથી અંદરથી બહાર નીકળી જવા દાદર ઉતરી ગઇ અને જોત જોતામાં બારણે પહોંચી ગઇ બહાર તેઓના ચાર ઘોડા તૈયારજ હતા. તેમાંના એક ઘોડાપર આ વીરબાળા સ્વાર થઇ ગઇ અને જોત જોતામાં ત્યાંથી ચાલતી થઇ નરાધમ રાજવીના હાથમાંથી આબાદ છટકી ગઇ.

"અલ્યા એ અહીં પણ ચંપા નથી. હવે કયાં શોધ કરવી ?" રાજાએ પૂછ્યું "નાશી તો શી રીતે જાય ?" મદનરાયે પોતાનો વિચાર જણાવ્યો.

"તો જાય કયાં ?

" ચંપા બહુ ચાલાક " આમ કહી મદનરાય બારી તરફ જોવા લાગ્યો. બારી સાથે એક દોરડું બાંધેલું જોયું તરતજ તે સમજી ગયા કે ચંપા આ દોરડાથી ઉતરી ચાલી ગઇ હશે.

" બાપુ આ દોરડું ! મારા ધારવા પ્રમાણે તો તે આ દોરડા પરથી ઉતરી ને ચાલી ગઇ હશે " દોરડું બતાવવા મદનરાયે પોતાનો વ્હેમ જણાવ્યો " ઓ તારી આ તો અજબ સુંદરી ! આ તે અબળાકે શબળા ! આટલી ઉંચાઇએથી પણ દોરડું બાંધીને ચાલી જવાની તેની હિમ્મત ખરેખર વખાણને પાત્ર છે. ચાલો તપાસ કરો ! " રાજાએ પોતાના માણસોને ચંપાની તપાસ કરવા હુકમ આપ્યો. અને સિપાઇઓ પણ તપાસ અર્થે દોડતા હેઠળ ઉતર્યા અને પોતાના ઘોડા ઉપર બેસી સ્વાર થયા. મહારાજા પણ ત્યાં નિરાશા મળવાથી હવે જયા ઉપર અમલ ચલાવવા અને તેને પોતાની બનાવવા પ્રયત્ન કરવા લાગ્યો. તેના દીલમાં આજ આશાએ સ્થાન મેળવ્યું.

પણ બ્હાર આવ્યા તો પોતાનો ઘોડો ગુમ થયો હતો. આ જોઇ તે વધુ ગુસ્સે થયો. તેના મનમાં ચોકસ થઇ ગયું હતું કે માણસોમાંથી કોઈ લઇ ગયું હશે. આથી તેનાથી એક માણસ તેમને બોલાવવા પાછળ પડયો અને મારતાં ઘોડે તે તેમની પાસે પહોંચી ગયો અને તમામ માણસોને બોલાવી રાજા સનમુખ ખડા કર્યા.

" અલ્યા મારો અશ્વ કયાં ? રાજાએ " પૂછયું.

" બાપુ અમે તો અમારા ઘોડા લઇનેજ આવ્યા હતા અને તેજ ઘોડાજ લઇને શોધવા ગયા હતા. પણ જયારે અમો જતા હતા તે વખતે આપનો ઘોડો ત્યાં નહતો પણ અમે તો એમ ધાર્યું હતું આપનો ઘોડો આટલામાંજ હશે, પણ આપ પુછો છો તે ઉપરથી

જણાય છે કે આપનો ઘોડો કોઇ લઇ ગયું હસે!" તેમના એકે કહ્યું "મદનરાય! આ શું ભેદ છે. તે હજુ જાણવામાં આવ્યું નથી. ખરેખર આ શું! આપણે આ બાબત તપાસ કરવી જોઇએ!" રાજાએ જણાવ્યું અને તપાસ કરવા અને તે દુશ્મન કોણ છે તે જાણવા પ્રયત્ન કરવો એમએ તેમ જણાવ્યું "ખરી વાત છે બાપુ આપણે તપાસ તો કરવી જોઇએ" મદનરાયે પણ ટેકો આપ્યો અને છેવટે તેઓ ચાલવા લાગ્યા. તેમના એકને પોતાના ઘોડા પરથી ઉતરીને ચાલવું પડયું રાજા ગૃહરિપુ પોતાનો ઘોડો ગુમ થવાથી એક નોકરના ઘોડા પર બેસીને ચાલવા લાગ્યો.

આખો રસ્તો વિકટ હતો ભયાનક વન અને વનચર પ્રાણીઓનો ભયંકર ત્રાસ હતો પણ બિચારા ગરીબ નોકરીના ભોગે રાજાઓ સ્હેલ મારતા હતા વાતોના વિવિધ ગપાટા ચાલતા હતા. તેવામાં "ઓ બાપ વાઘ" કરીને હેઠળ પડયો અને રાજા પોતાનો હાથ હથીયાર પર નાંખે તે પહેલાં તેનું ખુન કરીને ચાલતો થયો અને ત્યારપછી ભયના માર્યા તે ઉતાવળા ચાલવા લાગ્યા. અને બીકમાંને બીકમાં તેઓ પુર ઝડપથી પોતાના નગરમાં પ્રવેશી ચુકયા.

આમ કેદી એકાએક ગુમ થયો. અરે! ચંપા શેઠાણીને પોતાના ઉછંગે બેસાડવા ઇચ્છનાર નરાધમ રાજવીના હાથથી ચંપા શેઠાણી છટકી ગઇ. લોકોમાં વાતો ચાલવા લાગી કે "કેદી કયાં!"



# પ્રકરણ ૧૦ મું.

## ધાર્યું ફળ.

જગ માનવી કાંઈકિ ધારતાં, કરતા હરી બીજુ કંઇ
દુનીયાતણા સહુ માનવીનું ચાલતું કાંઇએ નહી.
કર્તા બધો અવનીતણો, બસ એક શ્રી નાથ છે.
અવની તણો આધાર એ, પાલક બધો શ્રી નાથ છે.

જગતના માનવી પોતાના માટે આજ હું આ કરીશ, કાલ તે કરીશ મેં આ કર્યું. આવી અનેક જાતની ખોટી બડાઇઓ કરે છે પણ મુર્ખા માનવીને ખબર નથી કે તે બધું કરનાર શ્રી હરી છે મનુષ્ય ધારે છે કાંઇ અને કુદરતી પાલક પિતા પ્રભુ બીજુજ કરે છે.

મનુષ્યો પોતે બીજા માણસના માટે અદેખાઇ રાખે અરે ! પોતાના આદર્શ માટે તેને મારી નાંખવા પણ માગે છે. પણ પ્રભુ તેમ થવા દેતો નથી. કુદરત ન્યાયના રસ્તે ચાલે છે કુદરતને કોઇ વ્હાલું અગરતો અળખામણું નથી હોતું. તેને તો બધાય પોતાના સરખા બાળકો છે, તો પછી તેને વ્હાલું અગર અળખામણું કયાંથી હોય ?

જગત કર્તા ન્યાય અને નિતિના રસ્તે ચાલે છે મનુષ્યો પોતાના પાપો જાણે કોઇ જાણતું નથી. પણ માનવીના પાપ પુન્યનો બદલો તો ઇશ્વરના ન્યાયના ત્રાજવે તોલાય છે. અને તે ન્યાય પાપીઓને સંચારવા અપાય છે કુદરતના લાકડીના ફટકા હોતા નથી. પણ દુઃખ અગર સુખજ હોય છે.

જ્યાની બાબત જાણ્યા પછી રાજાએ કેટલાક માણુસો મોકલી તેને પોતાની બનાવવા અગર તો બળાત્કાર કરવાના હેતુથી જ્યાને લેવા માણુસો મોકલ્યા તે આપણે આગળના પ્રકરણોમાં જાણી ગયા છીએ માણુસો જ્યાને લેવા માટે મદનરાયના બતાવ્યા પ્રમાણેના ઘર આગળ આવી પહોચ્યા.

એ સુંદરી બારી આગળજ ઉભી હતી પોતાના ઘર આગળ આ રાજસવારો આવેલા જોઇ તો ખીન થઇ. તે જાણુતી હતી કે રાજ્યમાં રૂપ તે રાજાનો કાપ વહોરી લઇને તેની સામે થવાનું છે. પોતે પણુ આ સ્થીતી જાણી ગઇ હવે શું થાય તાત્કાલીક હેઠળ ઉતરી અને પોતાના પિતાને. ખબર આપવા તેના ખંડમાં ચાલી ગઈ.

રાયચંદ અત્યારે પોતાના ખાનગી કાગળો વાંચવામાં મશગુલ થયા હતા. પોતાને કાગળ વાંચતાં જોડી ઘડીભર ત્યાં ઉભી રહી. જ્યાને આમ કોઇ દિવસ નહી ને આજ ભયભીય થઇને પોતાના ખંડમાં આવી ઉભી રહેલી જોઇ તે પણુ વિચારમાં નીમગ્ન થયો.

" પિતાજી બહાર..........બોલતા બોલતા તે અટકી પડી અને વધુ ભાયભિત થઇ.

" કેમ બોલતી અટકીં ગઇ બ્હેન જ્યા તરફ જોઈ રાયચંદે " પૂછ્યું બાપા રાજ્ય સેવકો આપણા બારણે આવ્યા છે. આ બધી રૂપની મ્હોંકાણ છે " જ્યાં એ જણાવ્યું.

" રૂપની મ્હોંકાણુ રાજસેવકો મારા આંગણે " ભાગ્યા તુટયા અવાજે ગમે તેવી રીતે ગાભરો બની ગયેલ રાયચંદ બોલી ઉઠયો.

" હા ! બાપુ હા ! " જ્યા પણુ ગભરાતી ગભરાતી બોલી ઉઠી.

આ કોલાહલ સાંભળી તેની માતા પણ ત્યાં દિવાનખાનામાં હાજર થઇ અને કંઇ પણ બોલે તે પહેલાં તો દિવાનખાનામાં રાજ સેવકો હાજર થયા આથી તેની માતા પણ અજાયબ થઇ ગઇ.

" મહારાજાનો હુકમ છે કે આપની જયા અમને આપવી. " તેમાંના એકે જણાવ્યું.

" શું મારી જયા ! રાજાની કુદ્રષ્ટિ ! આ તે રાજ કે ત્રાસદાયક અમલ ઓ પ્રભુ ! તું આવા નીચ નરાધમોને તું કેમ જવા દે છે ? શું તારે ત્યાં લાગવગ ચાલે છે. આવા નરાધમોની દાદ તુ કયાં સુધી સહયા કરીશ. અરે ! પ્રભુ ! મારા શીર પર આ શું હુમલો ? શા માટે મારી પુત્રી પર આ નીચ રાજાનો હુમલો ! ખરેખર પ્રધાનની પુત્ર વધુ ચંપા શેઠાણીને પણ આવી રીતેજ તમારા રાજવીએ ગુમ કરેલી લાગે છે. અરે ! ઓ નરાધમો યાદ રાખજો કે તમારા પાપની ફરીયાદ પ્રભુના દરબારમાં ભરાઇ હશે ? આમ બોલતાં બોલતાં તે અટકી પડયો. અને મુર્છીત થઇ નીચે ઢળી પડયો.

જયા આ વખતે ખરેખર કુર બની હતી તેમાંના એકને પાછળથી કટાર મારી અને હેઠળ પડયો અને જોત જોતામાં તરવાર હાથ માંથી ઝુંટવી લીધી અને બોલી ઉઠી કે " ઓ નરાધમ રાજવીના નીચ સેવકો તમારા પાપનો અંજામ તમને મળવો જોઇએ. તો લ્યો આ અંજામ તમારા પાપના ખાતર—આખુ રાજ્ય પાયમાલ થશે ચાલ તૈયાર થાવ—અને પ્રભુનું નામ સમરણ કરી તેના દરબારમાં તેના ન્યાયાધિશોને પોતાનો દાવો ચલાવવાનું યાદ આપ. "

આમ કહી તે વીરબાળાએ તરવારથી પોતાના હાથમાં પટા ફેરવવા માંડયા અને જોત જોતામાં દુશ્મનો પર હુમલો કરવા માંડયો

અને નરાધમો પોતાની તલવાર ફેરવે તે પહેલાં તો એક બેને યમ-દ્વાર પહોંચાડી દીધા.

સટોસટ અને ખડખડાટ કરતો તલવારનો અવાજ આખા મકા-નને ગજાવી મુકવા લાગ્યો. આજુબાજુના પાડોશીયો પણ આમ પ્રજાની વહુ દીકરીની લાજ લુંટનાર રાજવીના રાજથી કંટાળી ગઇ અને તેને ધીકાર અને ફીટકાર આપવા લાગ્યા પણ વીરબાળા તે દુષ્ટોના બાર સિપાઓ સાથે એકલી કયાં સુધી જીરવી શકે. તરતજ નરાધમોએ તેને પાછળથી પકડી અને હાથમાંથી તલવાર પણ ઝુંટવી લીધી.

પોતાની પુત્રી પકડાઇ આવું દ્રશ્ય જોતાં ત્યાં ઉભી રહેલી તેની માતા પણ ધરણીપર ઢળી પડી અને મૂર્છીત થઇ પડી અને રાજસે-વકો ત્યાં ઉભેલા માનવીઓની ભીડમાંથી પણ બદમાશો જયાને રાજાની પાસે લઇ જવા માંડયા. ઘડીભર માનવી મુર્ખા ફુલાય છે તેમ આ સિપાઇઓ પણ પોતાનો વિજય થયો અને રાજા ગૃહરીપુ હવે તેમનું જીવન દર્દ ફીટાડશે તે આશાએ તેમનામાં હર્ષ ખુબ પ્રમાણ વધી પડયો હતો.

રાયચંદ અને તેની સ્ત્રી છેવટે ઘણીઘણી સારવારના અંતે શુદ્ધિમાં આવ્યા અને રાજાના આવા ત્રાસો સામે પોતાનું વેર લેવાના ઇરાદાથી તેઓ પ્રધાનની ટુકડીમાં દાખલ થઇ ગયા. પ્રધાન આ બીનાથી ઘણો કંપિત થયો. અને હવે તો રાજનો અંત આણવો અને તેના પૂત્રને ગાદી આપવી એમ માનવા લાગ્યો અને કાંઇપણ સંયોગે તેનું શીયળ બચાવવા પ્રયત્ન કરવાનો વિચાર તેના મનમાં ઝડપથી કરી લીધો પ્રધાન રામપ્રસાદના શીરે બે જણનું શીયળ સાચવવાનો બોજો આવી પડયો હતો તે ઉપરાંત તેને હરઘડીએ પોતાના પુત્રની

પણ ચીંતા થયા કરતી હતી. મારો સુંદર શું કરતો હશે—તેના શા હાલ થશે. હાય! હું તેવાથી જુદો પડયો આમ ઘડી ઘડી તે સંભાળતો હતો. અને ગમે તે ભોગે રાજયસત્તાનો અંત આણુવા તલપાપડ થઇ રહ્યો હતો.

તે માનતા હતા કે રાજ્ય એટલે પ્રજા રક્ષણનું કેન્દ્ર રાજા એટલે પ્રજાનો પિતા અને પાલક પ્રજાને બીજા દુઃખોમાં શુ મુકત કરાવનાર જો રાજા તેવો ન હોય તો તેનો ગમે તે ભોગે પણ અંત-આણુવો રાજ સેવા કરવા કરતાં પ્રજાની શેવા કરવી. તે પણ તે ઘણુંજ ઉમદા છે. રાજ સેવા કરીને મોટામોટા બંગલા બનાવો તે કરતાં પ્રજા સેવા કરીને જેલ મંદિરમા વસો તેના સતામાં બંગલામાં વસવું તે એક તુચ્છ સમાન છે. તે મોટા પ્રજા સમક્ષ કહેતો કે " મેં અત્યાર સુધી રાજ્યસેવા કરી તેના બદલા તરીકે મારી પુત્રવધુ ઉપર રાજાની કુદ્રષ્ટી અને મારા વાલા પુત્રને જેલ તેજ મને મોટામાં મોટું ફળ મળ્યું છે જો કે મ્હને તેના ફળપણા મળ્યા હતા પણ તે બંગલા અત્યારે મારા પોતાના નથી. હવે હું પ્રજાસેવા કરવા માગું છું પ્રજાસેવા કરીને હું પ્રજાનો નાયક થવા માંગતો નથી પણ પ્રજાનો ગુલામ તે પણ પ્રજાનું હીત ઇચ્છનાર તરીકે આ અવનીમાં રહેવા માગુ છું. શ્રી હરી મ્હને સંપુર્ણ સહાય આપે અને જો તેમ થશે તો રાજા ગૃહપુરીના રાજ્ય અમલનો અંત આણી તેમનો મોટો પુત્ર ગાદીપર ચડે તે મારી ઉમેદ છે મારે પ્રધાનપદ પણ ન જોઇએ. " આમ વાતો ચાલતી હતી. તેવામાં તો ખબર આવ્યા કે આ રસ્તેથી જયાને લઈ જવામાં આવનાર નથી પણ બીજા માર્ગથી તેને રાજયના રાજાના અવાસમાં લઇ જવામાં આવશે " તેના એક જાસુસોએ જણાવ્યું તેને કયા રસ્તે લઈ જશે તે ખબર કહી કે ?

" ના જી તે કાંઇપણ ખબર પડી શકી નથી. માટે તે બદલ તપાસ કરવી જોઇએ " બીજાએ કહ્યું.

" ચાલો તપાસ કરો અને રાજાનું ધાર્યું ઇશ્વર કૃપાથી ધુળ મેળવો કોઇ પણ ભોગે જયાને બચાવો તેનું શીયળ ભ્રષ્ટ ન થાય તે સાચવો તે માટે મારા વીર સરદારો મરણ પામો આપણો ધર્મ છે કે આપણે વખત આવ્યે પ્રજાના ભલા માટે મરવું તો અત્યારેજ મરી પડો અને જયાને બચાવો " વૃદ્ધ પ્રધાનના આવા વચનોથી તમામ માણુસો તૈયાર થયા તરવારો બ્હાર નીકળી અને ત્વરતગતીએ બધા જુદી જુદી દીશાએ બ્હાર નીકળી પડયા.

પેલા રાજ સેવકો બરાબર જાણુતા હતા કે જો આ માર્ગેથી જવા વિચાર કરશું તો પ્રધાનપાર્ટી આપણુને જવા દે તેમ નથી. ત્યારે જાહેર રસ્તાપરથી જવું તે રાજ્યની આવક હલકી પાડવાનું સાધન છે પ્રજાની રાજ્ય તરફથી પ્રીતી ઓછી થાય તેવું છે માટે કોઇ પણ નવા રસ્તે જવુ કે જેથી કરીને જયા સુખરૂપ પહોંચી શકે અને રાજયની તરફ પ્રજાને અણગમો કરવાનું કારણ પણ ન મળે,

આ વિચારથી તેઓ નવા માર્ગ તરફથી ચાલ્યા જવા લાગ્યા. જયા અત્યાર સુધી બેભાન અવસ્થામાં પડી રહી હતી.

જયારે તે ભાનમાં આવી ત્યારે તેને ખબર પડી કે હજુ સુધી મ્હને રાજ સેવકો છોડા નથી અને મને રાજ્ય સભામાં લઇ જવા ધારી છે પણ લાચાર પાંચ માણુસો પાસે આ એકલી બાળા શું કરી શકે ?

ઘોડેસ્વારો ધુમધડાક કરતા આનંદ ઉજાણી ઉજવતા ઉજવતા તે ચાલ્યા આવતા હતા. તેવામાં સામેથી એક સ્વાર આવી પહોંચ્યો તે સ્વાર સામેથી આવતા ચાર માણુસો અને સ્ત્રીને જોઇ તે થોભી

ગયો અને તેમની હીલચાલ જોવાનો તેને વિચાર થયો. તેથી તેની પાછળ પાછળ જવા માંડયું.

અલ્યા ! હવે શું ? હવે તો જાણે પાસા પોબાર ! "

" હા ! પણ ભાઈશાબ ખરૂ પુછો તો હવે રાજાનો ત્રાસ ખુબ વધ્યો છે ! બીજાએ જણાવ્યું.

" અરે ! ગમે તેટલા હોય પણ આપણે તો ઓછું જોવાનું છે, આપણને તો પૈસા મળે છે. પછી શું ? " ત્રીજાએ સ્વાર્થ આગળ બધુ અંધ આ સુત્રનું દીગ દર્શન કરી બતાવ્યું.

" અરે ! પૈસો એટલે તો તુચ્છ છે રાજાના કામ આવા નીચ તા ભર્યા આપણે કરી શકવાના નથી આતો અવધી થાય છે. પેલી ચંપાને પકડી તેનાથી પોતાની વાસના પુરી ન થઇ ન થવા દીધી આ બિચારીને પણ ફસાવી હોય તેના માતપિતાને આઘાત પહોંચાડી ને પહેલાએ કહ્યું.

" હા અલ્યા પણ સાંભળ્યા મુજબ ચંપા નાસી ગઇ ખરૂં કે ?

" કહે છે તો ખરા કે બારીએ દોરડું નાંખીને પલાયન કરી ગઇ. "

" હા અને સાવે રાજાનો ઘોડો પણ ગુમ થયો હતો ? "

" જબરી માથાની મળી. "

પેલો પાછળ આવનાર સ્વાર હસ્યો અને ઘડીભર મનમાં તેનો વિચાર કર્યો. તે જાણી ગયો કે આ કોઇ રાજાના સેવકો આ છોકરી ને લઇ જવા માંગે છે, તેને છોડાવવી શી રીતે આ વિચાર કરતા તેવામાં ત્યાં તળાવ આવ્યું અને નરાધમો પાણી પીવા ઘોડા ઉપરથી ઉતર્યા.

જયા એકલી ત્યાં રહી પેલા આવનાર સ્વારે જયાને ધીરજ આપી ઘોડાપર બેસાડી અને ત્યાં જોડાજોડ લઈને આગળ નીકળી ગયો પેલા પાણી પી પાછા આવ્યા ત્યારે જયાને ન જોઇ તેથી તપાસ કરવા માંડી પણ જયાનો પત્તો મળ્યો નહી તે નજ મળ્યો.

થયું બધું ધાર્યું ધુળ મળ્યું અને જયા કોઇ ત્રીજાના હાથમાંજ ગઇ હવે જે થાય તે ખરૂં.—



# પ્રકરણ અગીયારમું.

## નદીમાંથી પતો.

જયાને રાજાના હાથમાં જવા ન દેવા માટે અને પોતાના સરદાર પાસે લાવવા માટે પ્રધાનના માણસો તપાસ કરતા કરતા નદી પર જઇ પહોંચ્યા જયાનો પતો નહિ મળવાથી ઉન્હાળાનો સખ્ત તાપ હોવાથી તેઓ નદી કીનારા ઉપર શાંતિ મેળવવા માટે ત્યાં બેઠા આ વખતે નદી પુર ઝડપથી વહી જતી હતી ગામના મુર્ખા માણસોએ ગમે તેવું નાંખી નદીને બગાડવા પ્રયત્ન કર્યો હોય તેમ તેમાં આવતી વસ્તું ઉપરથી જણાતું હતું કુદરતની બલીહારી જોવી હોય તો નદી નદીનો મીઠો મધુરો કલરવ ગમે તેવા ક્રોધને પણ શાંત કરવા પુરતો હતો તેનો કર્ણ પ્રિય અવાજ ભલભલા માણસોને પણ ખેંચવા પૂરતો હતો.

મનુષ્યના મોંઘા જન્મમાં તેં શું કર્યું ? તેના પ્રશ્ન પુછતી નદી પણ માણસને અનુપમ શીખામણ આપતી હતી મનુષ્યો આવી શીખામણ આવા નદીના પ્રવાહ પાસેથી પણ મેળવી શકે છે તે પ્રવાહને કોઇની પણ સ્પ્રહા કે ન અદેખાઇ ? પોતાનો સ્વાર્થ એટલે શું તેનું પણ ભાન નથી અવની ઉપર મનુષ્યો નદીમાં ગમે તેવો કચરો નાંખે છે અને મુર્ખાજન તે તેને પુરવા પ્રયત્ન કરે છે.

જ્યારે કેટલાક માણસો તેને પુષ્પથી વધાવે છે. ઠાકોરજી દેવને ચઢેલા ફુલ નદીને અર્પે છે ભાગ્યવાન નદી દેવની પ્રસાદી મેળવી શકે છે તેનો ધન્ય દિવસ ?

" અલ્યા આપણે શોધ કરી કરીને થાકયા પણ હજુ કાંઇ પતો

ન મળ્યો હવે આપણે શું કરશું આપણા સરદાર સાહેબ આપણુને લડશે તો આપણે કોઇપણ રીતે જવાનો પતો મેળવવોજ જોઇએ નહિતો આપણા સરદાર સાહેબને ગુસ્સે થવાનું કારણ મળશે." તેમાંના એકે કહ્યું.

" ખરૂં પણ આપણે હવે તે બદલ શું કરીએ આપણે તપાસતો કરી પણ હજુ કાંઇ પતો મળ્યો નહીં ? "

" આપણે તો પુરતો પ્રયાસ કરી ચુકયા કેમ ખરૂં ને ! હવે આપણો શું દોષ ?

બીજાએ પુછ્યું.

" હશે ત્યારે ચાલો જે થાય તે ખરૂં ! "

" હાસ્તો તેમાં આપણે શું કરીશું ! "

" અલ્યા પણ જો તો ખરો આ નદીમાં કોઈ તણાતો આવે છે બીચારો અજ્ઞાન હશે નહિ તો તે નદીમાં ન પડે " દુર દુર નદીમાં નજર નાખતા સામેથી કોઈ તણાતું આવતું હતું નદીનો પ્રવાહ પુર ઝડપથી વ્હેતો હતો. તેના આ કિનારા પર બેઠેલા માણુ-સોમાંના એકની નજર પડી. અને બીજા સાથીદારોને જણાવ્યું જોત-જોતામાં પેલો તણાતો માણુસ ત્યાં આવ્યો અને ત્રણજણા વારાફરતી તે તણાતી આકૃતિને ખેંચવા માટે ત્રણ જણ કુદી પડયા અને જોત જોતામાં પેલા તણાતા માણુસને બહાર ખેંચી કહાડયો.

પેલો માણુસ કે જેના શીર ઉપરથી ફાટીતુટી અડધી પોતડી અને જાડુ અંગરખુ પરિધાન કર્યું હતું તે ઉપરથી કોઇ કેદી જેવો લાગતો હતો. તેણે પાણી ખુબ પીધું હતું તેના મુખમાં કાન અને નાકમાં પણ પાણી ભરાયું હતું આથી તેને ઉંધો લટકાવવામાં

આવ્યો અને જોત જોતામાં તેના મુખમાંથી પાણી બધું બ્હાર નીકળી પડયું અને પછી તરતજ તેને હેઠળ સુવાડી દીધો થોડીવારે તે શુદ્ધિમાં આવ્યો આંખો ઉઘાડી તો પોતાની પાસે માણુસો જોયા તે તરત ગભરાયો પણ પાછળથી તે બોલી ઉઠયો:—

" વીરો ત્હમે કોણ છો ? શા માટે મ્હને પાણીમાંથી કહાડયો અને મ્હને પાણીમાંથી કહાડી જીવતદાન આપી શું કરવા માગો છો તે મ્હને જણાવવા આભારી કરશોજી " પેલાએ તેમને પૂછ્યું.

" અમો કોણ છીએ તે જાણવાની આપને જરૂર નથી પણ તેટલું તો ચોકસ માનજો કે તમો નિર્ભયસ્થાને છો તેથી કોઇપણ જાતનું આપને ગમે તે દુશ્મન હશે પણ આપને હેરાન કરી શકશે નહિ ! હવે આપ વધુ બોલી પરિશ્રમ ન ઉપાડો કારણ કે તેનાથી આપને વધુ દુ:ખ થશે " પેલાઓમાંના એકે કહ્યું.

" વારૂં...તો...મ...હે...ર...બા...ની...... "

આમ ભાગ્યા તુટયા અવાજે તેઓ શાતિ ધરી અને તુરતજ પાછો નીંદ્રાવશ થયો. પેલાઓમાંના એકે તાપણી સળગાવવા માટે વનમાંથી લાકડા લેવા ગયો અને જોતજોતામાં લાકડાં લઇને પાછો ફર્યો. અને પેલાને નવું ચેતન આપવા માટે તાપણી કરીને ગરમાવો આપી તેની સેવા કરવા લાગ્યા.

આમ આવી શારવારથી તેને શાંતિ વસી અને તરતમાં તેણે આંખ ઉઘાડી અને પેલાએ પુછયું.

" ભાઇ હવે તને શાંતિ વળી ! "

" જો શાંતિ વળી હોય તો આપણે ચાલવા માંડીએ ! "

" આપણા સરદાર સાહેબ આપણી રાહ જોતા બેઠા હશે ! "

" આપણે કયાં જઇશું ? " પેલાએ પુછયું.

" અમારી ગુફામાં ? " તેમાંના એકે જવાબ આપ્યો.

" તમારી ગુફા કયાં આવી ? " પેલાએ પુછ્યું.

" તે આપને જણાવવાનું હમણા હમો સાહસ કરી શકતા નથી, પણ અમારા સરદાર તે આ રાજના ત્રાસો સામે બ્હારવટુ લેવા અને પ્રજાના હિતાર્થે ગમે તેવા સંકટો ભોગવી પ્રજાની મુકિત કરવી તે અમારો ધર્મ છે " પેલાએ જણાવ્યું.

તો ચાલો મ્હને આપવામાં કાંઇપણ વાંધો નથી ! પેલાએ પુછ્યુ.

" કેમ તેમાં આપને શું વાંધો હતો ? " પેલાએ પુછ્યું.

" હું મ્હારી કરૂણ કથા અત્યારે કહેવા માંગતો નથી પણ થોડું ઘણું જણાવવા માગું છું કે હું એક " રાજ કેદી " હતો ને ત્યાંથી નાસી છુટયો હતો.! "

" કયી રીતે પકડાયા હતા ? તેતો જણાવો ? " પેલાએ પુછ્યું

" તે જણાવવાથી હમણાં કાંઇપણ ફાયદો નથી ! છતાં પણ હઠ હશે તો હું આપણી ગુફામાં કહીશ. હાલ તો હું ત્હેના વિરોધીઓના હાથમાં સુખરૂપ આવ્યો છું તે જાણી મ્હને આનંદ થયો છે, ચાલો હવે જલદી કરો રાત પડી છે ને આપણે ઘણે દુર જવાનું હોય તેમ લાગે છે " પેલાએ કહ્યું.

ને પછી ચાલવા લાગ્યા. રાત્રી પડી હતી ચંદ્રમાં ખીલ્યો હતો. આ વખતે નદી અને ચંદ્રમાં જોનારના મગજને કાંઈ જુદો અનુભવ થતો હતો. શાંતિમય રાત્રી અને ભયાનક વન આ શોભામાં ખરેખર ઓર વધારો કરતું હતું ખરેખર મીઠો અને કર્ણપ્રિય કરતો નદીનો કલરવ ઉંચા ઉંચા દુર દુર રળીયામણા જણાતા ડુંગરો કુદરતી શોભાનું અલૌકીક વર્ણન કરવા જેવા જણાતા હતા ખરેખર આ દેખાવ—

વિસ્તારીને અમિત કરએ ભેટતો અંગ આવી.
ને ઓડાડે રત્ન ચિરતા સ્નેહથી શુભ સાડી

આવા રળીયામણા દેખાવ નીહાળતાં નીહાળતાં ચાર માણુસો અને આ નવો માણુસ પોતાની ગુફા તરફ પ્રયાણુ કરી રહયા હતા. શીયાળો હમણાજ પસાર થઇ ગયો હતો. અને વસંતની ફુલવાડી ખીલી ઉઠી હતી. શાંતિમય જીવન પસાર કરવા ઇચ્છનાર સાધુ સન્યાસીઓના અત્રે નીવાસ કરવા ઠેર ઠેર મઠ બંધાવ્યા હોત તો કેવી સુંદર મઝા પડત.

" મિત્રો એક રીતે નિરાશા અને બીજી રીતે આશા વાળુ આપણું કામ આજ સરદારને કેવી રીતે ખુશ કરી શકીશું તે આપણે જોવાનું છે."

" હા ? પણ જયા ન આવી ત્યાં આપણે શું કરીયે ?"

" જોઇએ હવે શું થાય છે તે ?"

" કાંઇ નહિ તેમને મ્હને બચાવ્યો તે આપનો ઉપકાર કાંઇ જેવો તેવો નથી હું ખાત્રીથી કહું છું કે સરદાર તમારો ઉપકાર માનશે" પેલા કેદીએ કહ્યું.

આમ વાતોના તડાકા મારતાં મારતાં તે ગામમાં આવી પહોંચ્યા. ને આગળ ચાલવા લાગ્યા.

" ભાઇ આપણે કયાં જઇશું !"

" કાંઇ વાંધો નહીં ત્હમે કોઇ પણ જાતનો ભય રાખશો મા—! અમો ત્હમારા પાછળ છીએ !" પેલામાંના એકે શાંતિ આપતા તેને ધીરજ આપવા માંડી.

આમ કરતાં તેઓ પોતાની ગુફામાં આવી પહોંચ્યા. અને તેમની રાહ જોઇ જયાના સમાચાર જાણુવાના હેતુ તેમની માર્ગ

પ્રતિક્ષા કરતો બેસી રહગેો હતો. " એ આવ્યા...આ...આવ્યા. " એમ કરતાં કરતાં તેમની રાહ જોઇ બેસી રહયા. બારણામાં તેમનાં પગલાં સાંભળી દયા અને બધાએ માની લીધું કે આવી પહોંચ્યા અને ખરેખર તે આવી પણ પહોંચ્યા હતા.

"કેમ શા સમાચાર ?" પેલાએ પુછ્યું." સીંહ કે શીયાળ ?"

"બાપુ એક બાજુ શીયાળ અને બીજી બાજુ સીંહ" પેલા ટોળામાંના નાયકે જણાવ્યું.

" કઇ વાતે સીંહ અને શીયાળ તે સવીસ્તર જણાવો ?"

પ્રધાને પુછ્યું.

"સરદાર સાહેબ ! અમો જયાની સંપુર્ણ તપાસ કરી. પણ અમને તે દુઃખીયારી બાળાનો પતો ન મળયો તે ન મળયો..."

" શું તેનો પતો ન મળ્યો ? નરાધમોના હાથમાં તે સપડાઇ ગઇ ! અરર બીચોરીનું શીયળ લુંટાશે મારા સરદારો ! આપણે તપાસ તો કરવી જોઇએ. અને નરાધમોના હાથમાંથી જયાને મેળવવી તે આપણી ફરજ છે. હશે ચાલો જે થયું તે થયું હવે શોક શા કામનો ?" પ્રધાને જણાવ્યું અને જયાને મળી તેમને દીલગીરી દર્શાવી વળી પાછું પુછ્યું.

" હા ! પણ મ્હારા બહાદુર સીપાઇઓ સીંહ કેવી રીતે તમે કહો છો ?"

"અમો નદી કીનારા પર થાક ખાવાના હેતુથી બેઠા હતા. તે વખતે ત્યાં આગળ નદીમાંથી તણાતો એક માણસ અમારી નજરે પડયો અમોએ જીવના જોખમે તેને બચાવ્યો; શરીરમાંથી તમામ પાણી કહાડી નાખ્યું તપાસ કરતાં ને બીજો કોઇ નહી પણ "રાજ કેદી" હતો શા માટે તને કેદ કર્યો હતો. કયા રાજમાં તે વિષે પુછવા

માંડયું પણ તેણે જવાબ આપવા અમને ના પાડી અને મારા ધાર્યો મુજબ તે કોઇ દુ:ખી રાજ્યના ક્રોધનો ભોગ થઇ પડેલો છે તેમ અનુમાન પરથી જણાય છે વધુ તો આપ તપાસ કરો તો જણાય! પેલી ટોળીના સરદારે પોતાની બહાદુરીના વખાણ અને રાજકેદીની તમામ હકીકત જણાવતાં કહયું.

" તો લાવો તેને હાજર કરો આપણે તેની તપાસ કરીએ શા માટે તેને રાજકેદી તરીકે કર્યો હતો. અને શા માટે તેને દુ:ખ આપવામાં આવ્યું અને કેવી રીતે તે છુટી નીકળ્યો. તે આપણે જાણવું જરૂરી છે" પ્રધાને કહયું અને તે કેદીને બોલાવવા આજ્ઞા કરી.

આજ્ઞા મળતાં તરતજ તે રાજકેદીને હાજર કરવામાં આવ્યો રાજકેદીના મુખ ઉપર કાળો બુરખો પરીધાન કરવામાં આવ્યો હતો. આંખે પાટા બાંધી ગુફામાં પ્રવેશ કરાવ્યો હતો. તેવીજ દશામાં ત્યાં લાવવામાં આવ્યો તેના હાથ જોડી પ્રધાન પાસે ઉભો રાખવામાં આવ્યો.

" આંખો મ્હોં વીગેરે છોડી નાંખો" હુકમ કર્યો અને તે તરતજ આંખો મ્હોં વીગેરે છોડી નાંખ્યા, અને છુટો મુકયો. પ્રધાન વીગેરે ચકિત થઇ ગયા. અને તરતજ બોલી ઉઠયા—

" કોણ મ્હારા વ્હાલા પુત્ર સુંદર !"

" કોણ મારા પિતાજી !"

" અહો પણ આ શું આ સ્વપ્ન કે સાચું, આ એકા એક કયાંથી મળ્યા ના ના આ સ્વપ્ન તો નથીજને ! બેટા આવ ભેટ ! અને મારા હૃદયને શાંતિ આપ" પ્રધાન ઉભો થયો અને પોતાના પુત્ર સુંદરલાલને ભેટી પડયો.

" કોણ સુંદરલાલ ?" રાજસભાના તમામ સેવકો અને

પ્રધાનના અનુચરમાંથી એક બોલી ઉઠયા. અને ઘડીભર આવા તંબુમાં શાંતિ પથરાઇ રહી અને હર્ષનો પ્રવાહ ચાલવા લાગ્યો.

" મારા શુરા સિપાઇઓ હવે આ એક મહત્વનું કામ કર્યું છે હવે આપણા શીરપરથી થોડો બોજો ઓછો થયો. તમે આ એક અતી સુંદર કામ કર્યું છે મારા દિલને શાંતિ મળી. અને હવે આ-પણા ઉન્નતીના ચિન્હો પણ સ્પષ્ટ દેખાયા છે પ્રભુ આપણી ફતેહ કરે આપણી બાજુ ન્યાય અને સત્ય છે. અને હંમેશાં ન્યાય અને સત્યજ જીતે છે "

" બાપુ જયાના સમાચાર મળ્યા ? " એક જાસુસે જણાવ્યું.

" શું જયાના સમાચાર મળ્યા ? કયાં છે ? "

" તેને રાજના સિપાઇઓના હાથમાંથી કોઇ મુસાફર તેને અજાયબી ભરેલી રીતે લઇ રવાના થયા છે "

" શું તે નરાધમોના હાથમાંથી પણ જયા છુટી ગઈ ? વાહ હવે ઘણું સારૂં બદમાશના હાથમાંથી છટકવામાં ઘણુંજ સારૂં થયું છે.

જયાના છટકી જવાના સમાચાર સાંભળી વૃદ્ધ પ્રધાન ખુશ થયો. અને સાથે સાથે તમામ માણસો પણ ખુશાલીમાં ગાંડાઘેલા થઇ ગયા.

" પણ.....બેટા કહે તો ખરો કે તું શી રીતે ત્યાંથી નાસી છુટયો ? " પ્રધાને ત્યાંથી નાસવામાં કઇ કઇ બહાદુરી કરી છે તે જાણવાના હેતુથી પૂછ્યું.

" પિતાજી–મારા મહદ ભાગ્ય કે હું તેમાં પણ પરીપુર્ણ થઇને આંહી સુખરૂપ આવી પહોંચ્યો.

મ્હને જે કેદખાનામાં પુરવામાં આવ્યો હતો તેની પાછળ મહાનદી બપોરે મ્હને ખાવાનું આપવા આવ્યા બાદ ખાવા

આપવા આવનાર માણુસ ત્યાંથી જવા લાગ્યો મ્હેં પાણી માગ્યું પણુ નીચગુલામો નીચ રાજાનું અન્નખાઇને વફાદાર શી રીતે બની શકે ! મ્હને પાણી આપવા બદલ ઉપરથી જણાવ્યું કે પાસે નદી વહે છે તેમાંથી ભરીને પી હું ચંપાના પ્રેમમાં મસ્ત બન્યો હતો મ્હને તેથી કાંઇ પણુ રસ્તો જડતો નહતો. તેણે મ્હને ત્યાંથી પલાયન થવાનો માર્ગ બતાવ્યો. બપોરના દિવસે ઉન્હાળામાં ભાનુ સખ્ત તપતો હતો સિપાઇઓ ઉંઘતા હતા. તે વખતે મ્હેં મારી પાસેની સળીયાવાળી બારી તોડવા સાધન શોધ્યા. પણુ ત્યાં નમાયા આખરે ત્યાં પડેલી કાનસથી મ્હેં સળીઆ તોડયા. ઘસ્યા હાથના આંચકાથી મ્હેં ખેંચીને પણુ સળીઆ કહાડી નાંખ્વા. તેવામાં ત્યાં રાજા આવી પહોંચ્યા પાછા સળીયા તેમને તેમ ગોઠવી દીધા. અને મહારાજા મારી પર ગુસ્સે થતાં ત્યાંથી ચાલતા થયા. થયું હું પાછો મ્હારા કામમાં સફળ થયો અને છેવટે ચાર વાગ્યાના સુમારે મારા માથાપરનો ફેંટો ઝાળીના સળીયા સાથે બાંધી કે હેઠળ ઉતર્યો અને તરતજ હેઠળ ઉતરી હું મ્હારો ફેંટો ખેંચવા મંડયો વળી ખેંચતાં ખેંચતાં મ્હને આંચકો લાગવાથી હું નદીમાં પડયો. મ્હને તરતાં આવડતું હતું પણુ...તરતાં મ્હને માથામાં પત્થર વાગ્યો અને હું બેભાન થઇ નીચે પડયો. મારા હાથ પગ ચાલતા બંધ થયા. અને ત્યારપછી મ્હારૂં શું થયું તે મ્હારી જાણુમાં નથી.”

આમ કહી તે અટકયો.

“ વાહ બેટા ! વાહ ! હું પણુ રાજા પ્રત્યે વેર લેવાના ઇરાદાથી વળી રાજાને ગાદી ભ્રષ્ટ કરી. તેના મોટા પુત્રને ગાદી આપવાનો અમારો વિચાર હોવાથી આ માણુસો ભેગાં કર્યા તેવામાં ખબર આવી કે રાયચંદ શેઠની પુત્રી જયા-ઉપર મદનરાયની દાનત

બગડી અને તેના ભરમાવ્યાથી રાજાએ પોતાના માણસો જયાને કોઇપણ રીતે લાવવા મોકલ્યા જયાના માતા પિતા ત્યાં બેશુદ્ધ પડયા–અને જયા બહાદુરીથી લડી પણ પાંચ માણસો પાસે તે કયાં સુધી નભે ? આખરે કેદ પકડાઈ. નરાધમો રાજા પાસે લઇ ગયા. પણ આ રસ્તે થઇને જઇ શકયા નહી પણ મારા જાસુસના કહ્યા પ્રમાણે તેમના હાથમાંથી પણ કોઇ મુસાફર લઇ ગયું છે ! ઠીક શું કે જયાનું શીયળ ભ્રષ્ટ થતાં બચ્યું ! પ્રધાને પોતાનો હેવાલ જણાવતા કહ્યું.

" હા. પણ બાપુ ચંપાના કાંઇ સમાચાર છે ? "

" બેટા ! ચંપાના કાંઈ સમાચાર નથી પણ કાલથી માણસો ચંપાની તપાસ કરવા બહાર નીકળવાના છે હવે તું આવ્યો એટલે મારે એક કામ આવ્યું. હવે મારે તારી પણ હુંફ ખરીજને ! બેટા આપણે હવે સંપુર્ણ ચંપા મેળવવાની છે પણ આપણે રાજ્યની બાબતમાં માથુ મારશું ! બોલ તારો શો વિચાર છે ? "

પુત્રનો વિચાર જાણવા અને કોઇનો રસ્તો સરળ કરવા પ્રધાને સુંદરલાલને પુછયું.

" પણ આપણે હમણાં સુંદરલાલને આરામ લેવા દયો આપણેજ તપાસ કરીએ તો ? "

તેના વફાદાર નોકરે સુંદરલાલને આરામ લેવાનું જણાવ્યું અને આપણેજ તપાસ કરીએ તેમ પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો.

" ના–ના–તેમ કદી નહિ થાય ! મ્હનેજ મારી પ્રિયાની તપાસ કરવા દયો હુ તેની મુક્તિ માટે મરણ પર્યંત લડીશ–અને ચંપાને છોડાવીશ ત્યારેજ મારા સળગતા હૃદયને શાંતિ વળશે તે સિવાય હું કદી પણ જંપીને બેસનાર નથી ! " તલવાર હાથમાં લેતાંજ સુંદર-

આલ પોતાની પ્રાણુ પ્રિયાની શોધ માટેનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો અને તેની શોધમાં જવાનું જણાવ્યું.

"બેટા હમણાં તું આરામ લે બહાર નીકળીશમા ! તારી જરૂર પડયે અમો ત્હને બોલાવીશું હમણાં તારા શીરપર રાજ્યના માણુસો નો ત્રાસ ખુબ હશે ત્હારી તપાસ અર્થે લોકો બહાર રખડતા હશે, તો પછી બળાત્કારે તારોય એતો છુટકારો પાછો તું પાછો પકડાય. તેમાં શું ફાયદો બેટા ?" પ્રધાને તને આરામ લેવા રાજ્યના સિપાઇ અમલદારના હાથમાં બચવાનો આગ્રહ કર્યો અને તેને આરામ લેવાનું જણાવ્યું.

"બાપુ બાપુ આ શું બોલો છો ? વીરની સીખામણુ ભુલી અને બાયલો બની ઘરને ખુણે શા માટે બેસી રહેવાનું કહો છો?" ના મ્હને તપાસ કરવા જવા દો ! હું જઇશ જઇશ ને જઇશ બાયલો બની ખુણે મરીશ નહી !" સુંદરલાલે પોતાનો નિશ્ચય જણાવ્યો

"જેવી તારી મરજી !" આમ કહી તેના પિતાએ તેને આશ્વાસન આપવા માંડયું અને છેવટે તેની મરજી ઉપર રહ્યું—અને રાત્રી બહુ પડવાથી, આરામ લેવા પોતાની પથારીમાં પડયા. અને આખી ગુફામાં શાંતિ પથરાઇ રહી અને સહુ સવારની રાહ જોવા લાગ્યા ખરેખર—

"રાત્રી અહા જીવન બહુ શાંત આવી.
ઉદભવ બધા દુનીયા તણાય લાગી
જીવન તણું અમો ! રત્ન છેય ભારી
રાત્રી અહા અવિચળ શાંતિય દેનારી.

## પ્રકરણ બારમું.

### એ કોણ ?

જ્યારે રાજાના નીચ માણસોના હુમલામાંથી બચાવી અને દૂર દૂર તેને પેલો મુસાફર લઈ ગયો, અને હવે પાછળ કોઇ આવતું નથી. આમ જોઇ તેની રાત્રે આશ્રય લેવા માટે એક ઝાડના છાયા હેઠળ બને બેઠો. આ કામ એટલીપુર ઝડપથી થવા પાંમ્યું હતું કે તેના માટે તેને કોઇપણ પુછી શકી નહી. અને તેના મનની તમામ ઇચ્છાઓ મનમાંજ રહી ગઇ હતી.

આખરે તે ઝાડ હેઠળ આવી, અને તેઓ ત્યાં બેઠા અને ઘોડાને ચરવા જવા માટે આજુબાજુમાં લીલોતરી જોઇ છુટો મુકી દીધો. અને તેઓ શાંતિમય આશ્રય લઇ આગળ પ્રયાણ કરવા વિચાર કરવા લાગ્યા. તેવામાં જયાએ પૂછ્યું. “ વીર–યુવક–આપનું નામ જણાવી મને આભારી કરશો ?

“ બાળા ! મારૂં નામ આપને જાણવાથી કાંઇપણ ફાયદો નથી પણ છતાંય આપને જાણવું હોય તો મારૂં નામ ચંપકલાલ છે, આપ કોઈ પણ જાતનો ભય રાખશોમાં પણ આપની કરૂણ કથા મ્હને જણાવશો તો હું આપને કાંઇપણ મારાથી બનતી મદદ કરીશ ! ” પેલા યુવકે પોતાનું નામ ચંપકલાલ જણાવતા તેની હકીકત જાણવા પુછ્યું.

“ વીર યુવક–મારી હકીકત સાંભળી કોઇના મનને શા માટે દુભવવા માંગો છો ?

અને તેમાં કોઇપણ જાતનો આપને ફાયદો થાય તેમ નથી,

તો પછી બીજાની હકીકત સાંભળી શા માટે આપના દીલને હું દુઃખાવા માંગતી નથી જયાએ કહ્યું.

"ના, ના તો પણ કહીતો ખરા ? પોતાનું દુઃખ પરાયાને કહેવાથી હ્રદયને કાંઇ શાંતિ મળશે. માટે કહો ? " ચંપકલાલે કહ્યું.

"જો તેમજ છે તો સાંભળો હું પણ મ્હારી હકીકત કહી મારા હ્રદયનો ભાર હલકો કરવા માંગુ છું. રત્નગઢના રાજા ગૃહરીપુ કે જે ધર્મીષ્ટ હતો પણ હમણા હમણા પોતાના નીચ શાગરીત મદનરાયની નીચ પ્રેરણાથી પારકી સ્ત્રી ઉપર દુષ્ટ દાનત કરવામાં પણ મશહુર થયા છે. અમારા પ્રધાનના પાટવી પુત્રની આજ્ઞાપાલક અને સતિ પત્ની ચંપાનું પણ તે દુષ્ટોએ હરણ કર્યું હજુ તેનો પતો મળ્યો નથી.

પ્રધાન પુત્ર જેલમાં પડયો અને પ્રધાને તે માટે બ્હારવટુ લીધું છે.

મારા પિતા રાયચંદને હું એકની એક લાડકી પુત્રી છું. મારા રૂપમાં દેવતા મુકાય કે એ રૂપના પ્રતાપથી આવા ભયંકર સંકટમાં સપડાઇ છું નરાધમ રાજવી ગૃહરીપુએ તેના માણુસોને મારા માટે મોકલ્યા. મારા માતાપિતા આ સાંભળી બેભાન બન્યા. અને હેઠળ પડયા. હું મારૂં પોતાનું રક્ષણ કરવા તેયાર થઇ પણ પાંચ માણુસો આગળ મારૂં કયાં ચાલે ? "

" હં. પણ આપ પરણેલા છો કે કુંવારા ? "

" વીર યુવક હજુ અમારી જ્ઞાતિમાં વરની ઘણી અછત છે. બાળલગ્ન થતા હોવાથી સારા ઘર અને વર મળવા મુશ્કેલ છે. હજુ સુધી હું કુમારવ્રત પાળુ છું મારા પિતા મારા માટે તપાસમાં છે. ત્યાંતો આ મ્હોંકાણ ? "

હં. પછી શું ! હા ! હા. પણ તમારી જ્ઞાતિ શું છે ?"

" મારી જ્ઞાતિ વાણીયા છે ! એજ પણ હમ વગર આપ શી શી નાતના તે જણાવવા કૃપા કરશો કે ! "

" મારી નાત પણ વણીકજ છે. હું પોતે નાનપણથી શસ્ત્રનો શોખીન છું. રામપુરમાં મારા પિતા ધનાઢ્ય છે. જેથી મ્હને આ તાલીમ આપવા તેમણે નાનપણથીજ મારી કાળજી રાખી હતી. તેથી હું હીંમતથી આપને બચાવી લાવ્યો છું " ચંપકલાલે પણ પોતાની કરૂણકથની કહેવા માંડી.

" તો પછી આપ શા કામે બ્હાર નીકળ્યા છો. હું ધારૂં છું કે આપના પિતાશ્રીથી રિસાઇને નિકળ્યા હશો ?"

બાળા ! આપનું ધારવું સર્વથા સત્ય છે. કે મારા પિતાની જોડે કજીયો થવાથી બ્હાર નીકળી પડયો છું અને નસીબના આધારે અલાપ પ્રયાણ કર્યો જાઉં છું હવે વીધીએ ધાર્યું હોય તે ખરૂં ! " ચંપકલાલે કહેવા માંડયું.

" તો મ્હને આપની સાથે રાખો તો ! " જયાએ તેની સાથે રહેવાની ઇચ્છા પ્રદર્શીત કરી.

" ના. બાળા તેમ બનવું તે કઠણ છે આપ મ્હને કહેતા હોતો આપના પિતાની પાસે મુકી આવું. પણ મ્હારી સાથે રહેવું ન પાલવે ! " ચંપકલાલે જણાવ્યું.

" તો વીરયુવક આપ મ્હને આપની.........

" બાળા બોલતા ખચકી ! શું મારા માત પિતાની આજ્ઞા વગર તેમ કરી શકું ? શેના મારા યુગધર્મ મ્હને તેમ કરવાની ના

પાડે છે માટે હું પતિ કરી શકતો નથી બાળા આપ ખુશીથી પાછા જાઓ. ”

“ તો મ્હને શું આપ નીરાશ કરશો ! વીરયુવક હું આપની વીરતા પર મુગ્ધ થઇ છું.

ના. ના. મ્હને નીરાશ ન કરશો ! વીર સરદાર મારી વિનંતિ આપના પત્થર જેવા હૃદયને પણ પીગળાવશે–”

આમ કહેતા કહેતા. તેની આંખમાં આંસુની ધારા વ્હેવા લાગી અને પ્રેમાળ નયને તેની તરફ નીહાળવા લાગી ખરેખર—

“ અજબ જાદુ પ્રેમમાં. અજબ રીત પણ તેહમાં,
અજબ ભેટ ખરા પ્રેમમાં. અજબ નામ પણ પ્રેમમાં,
અજબ છે પ્રેમની રીત. અજબ છે પ્રેમની મસ્તી,
અજબ છે પ્રેમનો રસ્તો અજબ છે પ્રેમની રીતી.

“ બાળા જ્યારે આપનો આટલો બધો મારી તરફ પ્રેમ છે ત્યારે હું આપને જણાવું છું કે આવતી વખત આપને જરૂર મળીશ અને તે વખતે લગ્નની ગોઠવણ કરીશ. ”

ચંપકલાલે તેને તરતજ આપવા માંડી.

“ સબ. વીર સરદાર બસ, હવે આપનો હું ફતેહ ઇચ્છુ છું ” આમ કહી તે ખુશાલીમાં આવી ગઇ અને બંન્ને જણા રત્નગઢમાં જવા તૈયાર થયા. અને ચંપકલાલે ઘોડાપર બેસાડી પુરપાટ વેગે તેને રત્નગઢમાં લાવી હાજર કરી.

આ વખતે રામચંદ અને તેની સ્ત્રી રાજાને હજારો શ્રાપ દઇ રહ્યા હતા, પોતાની વ્હાલી પુત્રીનો વિયોગ તેમનાથી સહન થાય

તેવી સ્થીતી ન હતી. તેમનું છાતીફાટ રૂદન જોઇ ગમે તેવા પત્થર હૃદયના માનવીને પણ થોભાવવા પુરતું હતું. તો પછી રત્નગઢની પ્રજા કેમ ન પીગળે આખી રત્નગઢની પ્રજાના મુખમાંથી " અરરર ! આવી મારી ! પ્રજાની વહુ દીકરીની લાજ લુંટનાર રાજા ત્હને ધીક્કાર છે ! ફીટકાર છે ! લાનત છે ! ત્હારા આવા કાળા હૃદયો પર ! "

આવા અનેક પ્રકારના ધિક્કાર અને ફીટકાર દેતી હતી પણ સાંભળે કોણ ?

" અરરં ! શું મારી દીકરીની આબરૂ એ નરાધમ રાજવી ભર સભામાં લુંટશે ? હાય ! ઓ પ્રભુ તું આવા રાજવીને શા માટે સજા કરતો નથી. ક્યાં ગયા ત્હારા ભગવાન ગીતાના શબ્દો.

" જગતમાં ધર્મની પડતી અધર્મો થાય છે જ્યારે,
નિરાકારી છતાં ભારત લઉં અવતાર હું ત્યારે.

( મણીકાન્ત કાવ્ય માળા )

પ્રભુ ! ક્યાં તારા શબ્દો ? શું આવો જુલ્મ ત્હારો કોપ જોઇ શકતા નથી ! દયાળુ ? આવા ? આવા ? અને આ પ્રજાના દુઃખથી ભરાતા હૈયામાં કાંઇક શાંતિ અપાવ ! " તેનો પિતા રાયચંદ આ પ્રમાણે કલ્પાંત કરતો હતો ત્યારે તેની માતા પણ છાતી ફાટ મસ્તક ભોંય પર પછાડીને રૂદન કરતી હતી—

" હાય ? ક્યાં ગઇ મ્હારી એ બાળકી અમો ઓઝારાં હજી જીવતા છીએ અમારા જીવતાં તેની લાજ લુટાય તે અમારાથી કયમ

સહન થાય ! ઓ રાજા તારૂં સત્યાનાશ જજો ! તારો દીકરીએ પણ દીવો ન રહેજો ! મારી આંતરડી કકળાવી તું સુખી થનાર નથી ” ઓ ધોળારા રાજવી ત્હને સાંપ કરડજો ! ત્હને કોગળીયું આવજો ! ત્હારા રઇ રઇ જેટલા ટુકડા થજો પ્રજાની વહુ દીકરીની આબરૂ લુંટનાર રાજવી તારૂં કાળું કરી અહીંથી ચાલતો થા તારા બાપ દાદાની આબરૂનું લીલામ કરનાર નરાધમ રાજવી ત્હને કેટલા શ્રાપ આપું ! હા......મહારી લાડકી પુત્રી ? જયા ! બેટા ! જયા તું કયાં ગઇ ? આવ બેટા ! જલદી આવ ! અને ત્હારી અણભાગી માતાના દુઃખીયાર હૃદયને શાન્તિ આપ ! ”

“ છાના રહો ! એ નરાધમ રાજવી પાકયા, ત્યાં ફરીયાદ કોને કરવી ? જયાં રક્ષક ભક્ષક થયા ત્યાં ખરેખર ફરીઆદ ક્યાં કરવી ? વાડ વેલો ખાય તો શું કરવું ! બાપુ ધીરજ ધરો પ્રધાન ટુકડીને ખબર પડી હશે તો કોઈપણ સંયોગમાં તે જયાને બચાવશે ધીરજ ધરો આમ રડે તે કાંઇ વળે......” આજ રત્નગઢની પ્રજા રાયચંદ અને તેમની ધર્મ પત્નિને ધીરજ આપવા લાગ્યા.

પણ તે રડતાં છાનાં ન રહ્યાં કયાંથી રહે ! જેને શીરપર આવી હોય તેજ જાણે ! આડોશીપાડોશીઓ તો આશ્વાસનના બે શબ્દ કહી ધીરજ આપે તે શું કરે ! તેમ તેમણે ધીરજ આપી જાણી પણ માબાપ પોતાની આબરૂ અને પોતાની પ્યારી પુત્રીના માટે કયમ ના રડે ?

જ્યારે અહીં તેમના માતા પિતા આમ રૂદન કરતા હતા, ત્યારે રાજસભામાં કાંઇક જુદોજ મામલો હતો. આપણે ત્યાંની પણ પરિસ્થિતી જાણવી જરૂરી છે—

જયા હમણાં આવશે હમણાં આવશે. આવા વિચાર તરંગ મદનરાય અને તેના દુષ્ટ સાગરીતો રાજા ગૃહરીપુ સાથે બેઠા બેઠા દારૂના પ્યાલા ગટગટાવી રહ્યા હતા તેવામાં ત્યાં જયાને પકડવા ગયેલા માણસો વ્હીલે મ્હોડે પાછા આવ્યા—

" કેમ શા સમાચાર ? " મદનરાયે પુછ્યું.

" પણ જયા કયાં ? " ઉતાવળા થઇને રાજાએ પુછ્યું.

" બાપુ.........

" બોલતાં અટકી કેમ પડયો કહેને બસીમર શું થયું ? " રાજાને ગુસ્સો ચડયો અને સિપાઇને ગુરકાવા માંડયું.

" બાપુ જયા તો.........

" શું ? બાપુ જયા તો ? કહેને ઝટ " મદનરાયે ઉતાવળ કરવા માંડી—

" કહું ? બાપુ રાયચંદ શેઠની પુત્રી જયાને અમોએ તેમના ઘરમાં પકડી હતી. પણ પ્રધાનના ભયથી અમો તેને આ રસ્તે લાવી ન શકયા તેથી બીજા રસ્તેથી અમો લાવતા હતાં. પણ રસ્તામાં એક સવાર મળ્યો તેણે અમને બધાને હંફાવીને જયાને કયાંય લઇ ગયો. ખુબ તપાસ કરી પણ પત્તો ન મળ્યો. બાપુ અમારી મહેનત તમામ વ્યર્થ ગઇ " ધ્રુજતાં ધ્રુજતાં સીપાઇએ કહેવા માંડયું.

" હેં શું જયા નાસી ગઇ કોણ લઇ ગયું ! "

" અરે રાજાજી બહુ દુ:ખદાયક સમાચાર !

" શું ? વળી પાછી કોની મ્હોંકાણ છે ! "

" બાપુ સુંદરલાલ કેદી કેદમાંથી નાસી ગયો છે "

" કેવી રીતે ? શું તે પણ નાઠો થઇરહયું ચંપા ગઇ. અને તે પણ ગયો હવે આપણે તેમનાથી બહુ ચેતવાનું છે ! પણ ગયા કેવી રીતે ? તમો બે કાળજી શા માટે રહયા ? "

" નાજી અમારો કાંઇ પણ દોષ નથી. અમોતો પેરો ભરતા હતા પણ પાછળની બારીના શરીયા તોડીને કેદી નાઠો છે ! " થરથરતા પેલા સિપાઇએ જવાબ આપ્યો, રાજા આથી વિચાર સાગરમાં ડુબ્યોને તેવો થોડીવારે વિચાર કરતાં બોલી ઉઠયો—

" જાવ—તમારા નાયકને બોલાવો ? અને આજ્ઞા મળતાં તરતજ પેલો પોતાના નાયકને બોલાવી લાવ્યો. અને નાયક પણ બન્ને હસ્ત જોડી રાજાની સમક્ષ ઉભા રહેતા બોલ્યો " શું હુકમ છે ! દીન પરવર ! "

" સુંદરલાલ કયાં ગયો ? શી રીતે જેલમાંથી નાશી ગયો ? ત્હમોએ તપાસ કેમ ન કરી ? ત્યાં પહેરો કોનો હતો ? રાજાએ ક્રોધમાં ને ક્રોધમાં ઉપરા ઉપરી બે ત્રણ સવાલો પુછી નાખ્યા.

" બાપુ ! સુંદરલાલ જેલમાંથી શળીયા તોડી પોતાનું ' લુગડુ ' બાંધીને નાઠો આપના આવી ગયા બાદ દુર્જનસીંહ ત્યાં ઉભા હતા. ને તેમણેજ તપાસ કરી તો ત્યાંથી નાસી ગયા હતા ! તેમાં અમો શું કરીએ સરકાર ! " કરગરતાં ઘણાજ નમ્રભાવે તેમના નાયકે જણાવીયું. અને દુર્જનને બોલાવી લાવવાની આજ્ઞા કરી સિપાઇ દોડયો અને દુર્જનને બોલાવી લાવ્યો.

" દુર્જન દુર્જન આખરે તું સજ્જન ન થયો તે નજ થયો ? આખર પણ તું નીમકહરામ થયો ? ત્હારા માલીકનું ભુંડું ઇચ્છનાર નરાધમ પાપી ! બોલ હવે માંરે ત્હને શું શીક્ષા કરવી ?" રાજાએ ગુસ્સાથી આખી સભા ગજવતાં પૂછ્યું.

" પણ મારો વાંક બાપુ ?" દુર્જને બેહસ્તથી દીનવદને કહ્યું

" ત્હારો વાંક ? વાંક તો ઘણો મોટો છે ! બોલ સુંદરને નાસી જવામાં મદદ કોણે કરી હતી ?"

" હું તદન નિર્દોષ છું ! હું જાણતો ન હતો પણ તપાસ દરમ્યાન મને ખબર પડી કે નાસી ગયો છે. મ્હેં તરતજ તલાસ કરાવી પણ પતો ન મળ્યો ! દીન દયાળ આપ મ્હને ક્ષમા કરશો ?"

" ક્ષમા ? ક્ષમા તો હું શીખ્યોજ નથી ? શિપાઇઓ ! જાવ આ નરાધમ કુતરાને સીંહના મુખ આગળ છુટો મુકી દયો અને નરાધમને ફાડી ખવડાવો અને જાહેર કરો કે રાજ્યદ્રોહીને આવી શીક્ષા થાય છે " આમ કહી સિપાઇઓને દુર્જન સુપ્રત કર્યો. સિપાઇઓ તરતજ દુર્જનસીંહને રાજાની આજ્ઞાનો અમલ કરવા લઇ ગયા ખરેખર—

રીજે જો રાજવી તો ને-કરી નાંખે ઘણા એ ન્હાયલ
પરંતુ ખીજતા તેવા-જીવવા તાણી નહિ લગીર આશ આશા

" અને સીપાઇઓ ! જયાને લઇ જતા પણ તેજ સુંદરલાલ હોવો જોઇએ જાવ અત્યારેને અત્યારે દોડો અને તેને પકડી મારી સમક્ષ લાવો નરાધમ સુંદરને હવે મારે શીક્ષા ફરમાવવી પડશે ! બસ હવે તો હું તેને જીવતો છોડું તેમ નથી !" સિપાઇઓને તેની

પાછળ જવાનો અને સુંદર અને જયાને જીવતા પકડી લાવવાનો હુકમ કર્યો. અને સીપાઇ તરતજ દોડયા અને જયાની શોધમાં ભટકવા લાગ્યા. રાજા પાછો ઉદાસીન થયો. પણ ઉદાસી ટાળવાની અકસીર દવા દારૂ મદનરાયે આપવા માંડયો. અને ઉદાસીમાંથી તે મુકત થયો વળી પાછો તે જયા ચંપાના નામના માળાના મણકા ફેરવવા લાગ્યો.

" બાપુ હમણાજ જયાનો તો પત્તો મળશે. પણ ચંપાનો તો મળવો મુશ્કેલ છે કારણકે તે ભયાનક વન હતું ત્યાંથી નાસતાં જરૂર તે વનચર પ્રાણીનો ભોગ થઈ પડેલી જવા ધ્યોને ચંપાને ? હવે તો જયાના પુલની ફોરમ સુંગી તમારા હૃદયને શાંતિવાળો ચંપા તો કોણ ? જયાના રૂપ આગળ ! " મદનરાયે ચંપા કરતાં જયાના રૂપના વખાણ કરી હવે બધો મામલો જયા ઉપર લાવવા પ્રયત્ન કરવા લાગ્યો.

" અહો હો.........શું ? જયા તેવી બેહદ સુંદર છે ! ત્યારે વાંધો નહીં અને જો ચંપા મરણને શરણ થાય તો ઘણું સારૂં ? પણ ! મદનરાય ! હવે તો પેલો પ્રધાન પણ આપણો કટ્ટો દુશ્મન થતો જાય છે—હવે આપણે તેની તરફ નજર નાખવાની છે ! નહિ તો થોડાજ વખતમાં તે આપણો મહાન શત્રુ થશે " દારૂના પ્યાલા ગટગટાવતાં રાજાએ પ્રધાન વિષે વાત ઉચ્ચારીને—હવે તેને દમવા શા પ્રયત્ન લેવા તે બાબત વિચાર કરવા લાગ્યા.

"બાપુ કાંઇ વાંધો નહી ? હુંજ આપણા માણસો લઇને પ્રધાનની સામે જઇશ ? તે નરાધમને એવી તો શીક્ષા આપશું કે ફરીથી તે ઉગીજ ન નીકળે ! પછી શું ? પણ તે પહેલા જવાનો

તો પતો મળે ! " રાજાને આશ્વાસન આપતાં આપતાં વળી પાછો તે જયાના પર આવ્યો અને જયાની બાબત ચર્ચવા લાગ્યો.

" હા તે પણ ખરૂ ? " રાજાએ ટુંકોજ જવાબ આપ્યો.

આમ વાતો કરતાં કરતાં દારના પ્યાલા ત્યાં ગટગટાવવા લાગ્યા અને મદિરાપાનની વાસ આખા ખંડમાં ફેલાઇ ગઇ. અને ત્યાં બન્ને નરાધમો ઘેનમાં ગુચવવા લાગ્યા, છેવટે તેઓ ત્યાં પડી રહ્યા.

રાજા ગૃહરીપુને મદનરાયના પ્રતાપે એવી બુરી કટેવે સત્યાનાશ વાળી પણ એવી ટેવ હતી કે ખરાબ ત્યારે તે દારૂમાં મશગુલ રહેતો હતો રાજાનું સારૂં અગર તો બુરૂ વાન્છનાર થવા દેનાર તેના મળતી આજ હોય છે. આગળના પ્રકરણમાં તેની કવિતા આવી ગઇ છે.

હવે આપણે જયાના માતા પિતા તરફ વળીએ–

આખા દિવસના શ્રમથી પીડતી થએલા ભાનુદેવ આકાશ ભણી પશ્ચિમ દિશામાં ચાલ્યા જતા હતા અને ધીરે ધીરે અવની ઉપર અંધકાર પીછોડો પથરાતો હતો.

રાયચંદ અને તેની સ્ત્રી પણ જયાના વિયોગનું ' કલપાંત ' કરી થાકયા આખરે પાડોશીઓના આશ્વાસન ભર્યા શબ્દોથી જરા શાંત થયા આખા દિવસમાં ખોરાક તેમણે ખાધો ન હતો. ભૂખ અને દુ:ખ બે સાથે હતું.

આવી દશામાં કોને ખોરાક લેવા સુઝે ? ને કયાંથી લે ? જો તેમને આશ્વાસન પણ ન મળ્યું હોત તો તેમની શી દશા થાત તે કહેવાને મારી કલમ સામર્થ્ય નથી બાકી તો—

દુઃખીઆરાના દુઃખ ભર્યાં હૃદયમાં.
આશ્વાસન સમુ નથી કોઇ શસ્ત્ર.
ધીરજ તણુા મહા અંકુર ફુટે—
આશ્વાસન એજ મહા શસ્ત્ર.
દુઃખી જોઇ અવની પરના હોય કોઇ મનુષ્યને
શાંતિત્વાસન પ્રામર પ્રાણી આશ્વાસન તુંજ દેજે,
"પ્રહલાદ"

આવી રીતે આશ્વાસન તે મહા શસ્ત્ર છે ગમે તેવા દુઃખી હૃદયને આશ્વાસન તે દૈવી દયા સમાન છે પાડોશીઓનો ધર્મ છે કે તેવા વખતના બે આશ્વાસનના શબ્દો દુઃખીયારા હૃદયને કહેવા અને તેનાથી તેમને શાંતિ આપવા મહા પ્રયત્ન કરવો શાંતિ આપતાં અને સામા માણુસને શાંત પાડવો તે પણ પુન્યનું માર્ગ છે તે—

પ્રભુ તેવાને પુન્યાત્મા ગણે છે, તો પણ રત્નાગઢની પ્રજા આવા પ્રજા પ્રિય શેઠની પુત્રીનું હરણ થાય અને રાયચંદ શેઠ અને તેમના ધર્મ પત્નિ કલ્પાંત કરે તો પ્રજા પોતાના પ્રિય શેઠ તે આસ્વાશન આપવા કેમ ન આવે ? મ્હોટા મ્હોટા અમલદારો પણ આશ્વાસનના શબ્દો આપતા હતા.

આમ ધીરે ધીરે અવની ઉપર અંધારૂં પથરાતુ હતું તેમ તેમ ચંપકલાલ અને જયા પુર ઝડપથી રત્નગઢ તરફ આવતા હતા અને જોત જોતામાં તે રત્નગઢમાં આવી પહોંચ્યાં જયાના બતાવ્યા પ્રમાણે ઘોડો હાંકયો અને જોત જોતામાં તેઓ ચંપા શેઠના મકાન આગળ આવી પહોંચ્યા આ વખતે બધા વીખરાયા હતા. અને રાયચંદશેઠનું મકાન અંદરથી બંધ હતું આ મકાન ઉપર ગમગીની પથરાઈ હતી.

જયા ગઇ અને બારણું ખખડાવતાંજ દ્વાર ઉઘડયું અને જયા અંદર પ્રવેશી અને સાથે ચંપકલાલને પણ લીધો.

"કોણ ? પુત્રી જયા ? આ શું ?" હર્ષાવેશમાં રાયચંદ જયાને જોઇ રહયા અને છેવટે મસ્તક પર ઉપરા ઉપરી ચુમ્બન લીધા તેની માતા તો ગાંડીજ બની હતી—

"બેટા ! આ કોણ ? પાસે ઉભેલા ચંપકલાલ તરફ નજર કરીને પુછ્યું.

"બા એજ વીર યુવકે મારા પ્રાણ બચાવ્યા અને નરાધમોના હાથમાંથી છોડાવી તે આપણી નાતના છે !" આટલું બોલી તે અટકી પડી—

ચંપકલાલનું સનમાન ગયુ અને પછી આજ્ઞા લઇ તે ત્યાંથી ચાલતો થયો પ્રાતઃકાળમાં તો ખબર પડી કે જયા પાછી આવી તેને બહાદુર ચંપકલાલે બચાવી આખું ગામ અંદરો અંદર પુછવા લાગ્યું કે "એ કોણ ?" વાંચક આપણો પણ આ પાત્ર વિષે શંકા છે કે "એ કોણ ?" આપણે ધીરજથી આપણા ઉપર તેનો ભેદ જણાવશું હાલ તો એ કોણ ! એટલું સમજીને આગળ વધશું.



## પ્રકરણ તેરમું

### હવે શું કરશું ?

આજ રાજસભામાં ઘણા ઘણાં વિચારો થવાના છે. રાજસભામાં રાજાના દુષ્ટ મળતીઆઓ રાજસભામાં જવા તૈયાર થઇ રહ્યા અને એક પછી એક રાજસભામાં જવા લાગ્યા. અંદરો અંદર બધા વાતો કરવા લાગ્યા કે—

"અલ્યા! હવે પ્રધાનજીનો ત્રાસ ખુબ વધ્યો છે ! રાજાનું બધું ધાર્યું ધુળ મેળવ્યું છે ! આ બાબત તો હવે આપણે પગલાં લેવાજ જોઇએ ! "

"નારે ના. ન્યાય અને સત્ય તો રાજાએ એક બાજુ મુક્યાં છે. પછી રાજમાં આવું થવુંજ જોઇએ. આપણે તો પાકો વિચાર છે કે હવે આપણો રાજા ગૃહરીપુને રાજ્યગાદી છોડવી અને તેમના પુત્રને ગાદી આપવી."

"અરે જોજે એમ બોલતો ?"

"નહી તો ?"

"નહી તો શું વળી રાજા-વાજા-ને વાંદરા-ભાઇ આપણે શા માટે ભુંડાને ભુંડું કહેવું ! તે તેના મ્હોતે મરશે. આપણે શું કરવા ભુંડા થઇએ" ચોથા માણસે સલાહ આપી.

"એટલે ? આપણે કાંઇ રાજાના હિત શતરૂ નથી. હિતેચ્છુ છીએ તો પછી આપણે સત્ય શા માટે ન કહેવું. સત્ય કહીને રાજાનું હીત થતું હોય તો ભલે આપણને સજા કરે ? આપણે તો તે માટે

તૈયાર છીએ. ભલે આજ અગર કાલ ! પણ આપણે તો સત્યજ કહેવાના ! પછી થાય તે ખરૂં ! ”

પેલાએ હિમ્મત પુર્વક જણાવ્યું.

આવી વિવિધ જાતની વાતો રાજસભામાં થતી હતી, તેવામાં શમા ગૃહરીપુના આગમનની સ્વારીની છડી પોકારી આખી રાજસભા ઉભી થઇ અને રાજા આવી પહોંચ્યા અને ગાડી પર બેઠા તમામ પાછા પોતાની જગ્યા પર બેસી ગયા—

થોડીવારે રાજા ઉભા થયા અને આજની પરિસ્થીતી જણાવવા માંડી અને કહેવા માંડયું—

“ પ્રિય સભાજનો—

આજ આપણા રાજયની પરીસ્થીતી. જાણવા આપને અહી બોલાવવામાં આવ્યા છે. આપ તે સાંભળી અને જુવાબ આપશો તે પ્રમાણે અમલ કરશું આપણા રાજયના માજી પ્રધાન રામપ્રસાદ આપણા દુસ્મન થયા છે રાજ્ય પચાવી પાડવાની તેની દુશ્ટ દાનત છે આપણે તે માટે મજબુતમાં મજબુત પગલાં ભરવા જોઇએ તેમ મારૂં તો માનવું છે. ”

વિરેન્દ્ર નરેશદાનું ભાષણ સાંભળતાંજ એકદમ બોલી ઉઠયો કે મહારાજ મને એક યુક્તી સુજી આવી કે જેથી આપણે તે દુરાગ્રહીને સખ્ત ફંદામાં ફસાવી શકીશું.

( નરેશ આતુરતાથી તે યુકતી જાણવા તત્પર થતા ) બોલી ઉઠયો. વહાલા વિરેદ્ર તમો તમારી યુકિત સત્વર પ્રદર્શીત કરી. કે જેથી તે દુષ્ટાત્માનું જડ કાઢી નખાય.

વિરેન્દ્ર--મહારાજ યુકિત ઘણાજ ભય ભરેલી છે, મેં બાજી તો એવી રચી છે કે જેથી આપણા પાસા પોબાર પડે પણ જો તેનો અમલ હીમત પુર્વક કરવામાં આવે તોજ.

મદનરાય—અરે શું હીમ્મત ! ક્ષત્રીય વીરના મુખમાંથી આવા વચન તો શું શોભે કે ? બસ આજે આપણે આપણું યુકિતબાજનું કાર્ય હાથમાં લ્યો અને સત્વર તેનું જડમુળથી નીકંદન કાઢો.

સભા જનોમાં જય જયના પોકાર થયા અને સર્વ હર્ષમાં આવી તે યુકિત પ્રદશન કરવાંને વિરેન્દ્રે સુચવ્યું.

વિરેન્દ્ર--મહારાજા ? આપણામાંથી કેટલાક શામ તો તેની ગુફામાં છુપા વેશે જઇને રાજ્ય વિરૂદ્ધ કેટલી ચર્ચાઓ ચલાવી તેના શણરમાં રહેવું ત્યારબાદ તેના અંદર ગુહ્ય ભેદ માલમ પડતાં તેને બરાબર ફસાવી સર્વે એકઠા થઇ તેના ઉપર એક દમ અણચીંતવ્યો હુમલો કરવો તે એકાંતમાં હોવાથી એકદમ શરણે થશે જેથી આપણે આપણી યુકિતમાં સારી રીતે ફાવી શકીશું.

મદનરાય--વિર વિરેન્દ્ર ! નામ પાડનારી એ મહાન ભુલ કરી હોય તેમ લાગે છે; શુરા થઇ આ પ્રમાણે કાયરપણે છુપાવેશે કોઇ પર એકદમ હુમલો કરવો તે તો એક કાયર અને નીચનું કામ છે. કદાચ આપણે તેમ કરતાં ફાવીએ છતાં આપણે માથે તો કાયર-પણાનું કલંક તો રહેશેનેજને.

વિરેન્દ્ર—મદનરાય તમારૂ કહેવું કેટલા પ્રમાણમાં તો ખરૂં છે પરંતુ વખતાનુસાર આપણે પગલાં લેવા જોઇએ. હાલનો સમય ઘણોજ બારીક અને કટાકટીનો છે જેથી આપણે શુરવીરના દર્શાવાય તેમ રહ્યું નથી. કપટ અને કામાંધતાનું મુળ આપણે પહેલેથીજ ઘાલી

બેઠેલા છીએ. જેથી હવે શુરવીરતાની વાત કરવી તે તો બાજુ પરજ રહે છે.

શું ચંપા શેઠાણી ઉપર કામાંધ થઇને નીચતા ભર્યો એકાએક હુમલો કરી પોતાની વિષય વાન્છના તૃપ્ત કરવા તેને ફસાંવી કેદ કરવી એ વિરતાપણું સુચવે છે ?

"વિરેન્દ્ર વધારે ન બોલો. બોલતાં પહેલાં વિચાર કરો કે તમે કોની આગળ બોલો છો તે ?" રાજાએ ગુસ્સે થતાં કહેવા માંડયું.

"જયાં રાજા પોતે અન્યાયને પોષનાર હોય ? પછી ન્યાયની વાતો કરવી અને ઉપરથી બહાદુરીના વર્ણન કરનાર રાજસભા અને તેવા રાજાની સમક્ષ હું બોલું છું." વીરતા પુર્વક વિરેન્દ્ર બોલ્યો. અને અડગજ ઉભો રહ્યો. આખી સભા તેના આ શબ્દોથી વિસમય પામી ગયા.

એ રાજદ્રોહી ? તું જાણે છે કે રાજસભામાં રાજાનું અપમાન કરનારને શીક્ષા થાય છે તે ?" મદનરાયે જણાવ્યું.

"હા હું બરાબર જાણું છું. એ રાજાના પાપો મને કોઇ પણ રીતે કહેવા દેવામાં કેદ કરો ! ભયે મને કોઇ પણ રીતે ગમે તે કરવામાં આવે તો પણ વાંધો નથી !"

બદમાસ રાજદ્રોહીને હમણાજ કેદ કરો !" રાજાએ વિરેન્દ્રને કેદ કરવાનો હુકમ આપ્યો. અને તરતજ સિપાઇઓ એને કેદ કર્યો.

વિરેન્દ્ર રાજાનો સેનાપતી હતો બહાદુર હતો અને ઘડીમાં પોતે કેવી રીતે કામ કરવું તે પણ તે યુક્તિ પ્રયુક્તિ કેવી જાણતો હોઇ. આવા બહાદુર સરદારને કેદ કરવામાં આવતાં પોતે પોતાનો જમણો હાથ ગુમાવ્યો. પણ કામાંધ બનેલા રાજવીને કયાંથી ગમ પડે.

પોતાના મુખમાં જ્યાં પોલ હોય ત્યાં સત્ય કહેનાર કેમ નભી શકે ?

વિરેન્દ્રને કેદ કરવાથી આવી સભામાં કોલાહલ થઇ રહી. અને છેવટે કોઇપણ જાતના નિશ્ચય પર આવ્યા વગર આખી સભા ત્યાંથી ઉઠી ગઇ અને મદનરાય પણ પોતાના રાજા સાથે પાવ પોતાના દારૂ પિવાના ખંડમાં ગયો. અને દારૂ પીવા લાગ્યો.

" મદનરાય હવે આપણે આ બાબત પગલાં લીધા સિવાય ક્રાંઇપણ છુટકો નથી તો પછી કોઇ પણ રીતે આપણે તે બાબતપર નિશ્ચય કરી અમલ કરવો તે તૈયાર થયા હતા તો શું જાત ?" દારૂનો પ્યાલો ગટગટાવતાં રાજાએ કહેવા માંડયું.

" ખરી વાત છે આપણે કાર્ય તો કરવાનું છે. ને કરવુંજ !" મદનરાયે જણાવ્યું.

" ખરેખર હવે આપણે તૈયાર થાવ ! એ દુષ્ટ પ્રધાનને શીક્ષા કરીને આનો અંત આણો ! તે વગર આપણો છુટકો નથી ? મદન-રાય તૈયાર થાવ આવા નરાધમોને આપણે ઘટતી શીક્ષા તો કરવીજ રહી ! " આમ રાજાએ તેને શીક્ષા કરવાની તત્પરતા બતાવી.

" બરાબર છે બાપ ! હું તે કામ કાલજ હાથમાંજ ધરવાનો છું. પણ આ બાબત શી રીતે પગલાં ભરવા તે બાબત વિચારમાં છું"

" જાવ ગમે તેમ કરો પણ તેને હરાવી આપણા શરણમાં લાવો " આમ કહી રાજા ત્યાંથી ચાલતો થયો.

મદનરાય પણ હવે શું કરવું ? તે ઉપર પોતે વિચાર કરવા લાગ્યો અને દારૂના પ્યાલા પાછો ભરવા લાગ્યો.

---

# પ્રકરણ ચૌદમું.

## અંધકાર.

હતું કાંઇને થશે કાંઇએ, બધું અંધકાર માંહી છે.
થશે શુંને ? થવાનું છે ? બધુ અંધકાર માંહી છે—૧
ગરીબો કે અમીરો હો ? ભલે હો રાય કે બંકા !
છતાં ના જાણશે કોઇ, બધુ અંધકાર માંહી છે—૨
થયા કંઇ પંડિતો મોટા, અને વિદ્વાન મહા યોદ્ધા.
કળી કોઇ શકયું નહિએ, બધુ અંધકાર માંહી છે—૩
ભવિષ્યો છે બધા એમાં, અને સહુ લેખ વિધિનો.
ભલે જોશી બતાવોને, બધુ અંધકાર માંહી છે—૪
રૂડો રાવણ હતો રાજા, કીધા તેને સહુ તાબે.
હણાયો રામ હાથેથી. બધુ અંધકાર માંહી છે—૫
હતા અભીમાની કૌરવો, અને સાથે મહા યોદ્ધા.
ગયા કંઇ રાખતા મુખે. બધુ અંધકાર માંહી છે—૬
હતો એ રાય પૃથુને વળી બહાદુર ઘણા વીરો.
છતાં જીત્યા મુસલમીનો, બધુ અંધકાર માંહી છે—૭
માને છે જગત આખુને. વળી " પ્રહલાદ પણ તેમાં.
થવાનું ને થશે શુંએ ? બધુ અંધકાર માંહી છે—૮

" પ્રહલાદ "

મદનરાયે છેવટે વિરેન્દ્રની યુક્તિજ ધારણ કરવા વિચાર કર્યો. અને ગમે તે રીતે તે યુક્તિથીજ ફાવશું આમ પણ પોતાના મનમાં નિશ્ચય કર્યો. અને તે પ્રમાણે અમલ કરવા તૈયાર થયો.

હવે આ બાજુ પ્રધાનને પોતાના માણસદ્વારા ખબર પડી કે દુશ્મન આપણને પંજામાં સપડાવવા માટે જો તો તે પહેલાં આપણે પણ એવું કરવું છે આપણે તેનેજ ફંદામાં ફસાવી શકીએ, તેણે તમામ પોતાના માણસોને ભેગા કર્યા અને આ બાબત શું કરવું ? રાજાના માણસોને સખ્ત રીતે હાર ખવડાવી અને મહારાજાના પાટવી પુત્રને ગાદીપર બેસાડવો.

પ્રધાને પોતાની ઇચ્છા પોતાના માણસોને જણાવી. અને માણસો કાંઇ કહે તે પહેલા પોતાનો એક માણસ ત્યાં આવી કહેવા લાગ્યો.

"પ્રધાનજી—બહાર કોઇ ચંપકલાલ નામનો યુવાન આપને મલવા ઇચ્છે છે. આજ્ઞા હોય તો તેડી લાવું."

"આ પેલી પ્રપંચ જાળનું પ્રથમ તો નહી હોય ?" સુંદરલાલે પોતાનો સંશય જણાવ્યો.

"ના. ના ગમે તે હોય ! આપણે શું ? આપણામાં કયાં શૌર્ય નથી ? શું આપણો માર્ગ અન્યાયથી ભરેલો છે ! ભલે ગમે તે હોય પણ તેની આંખે પાટા બાંધી અંદર લાવો !" આંખે પાટા બાંધી અંદર લાવવા હુકમ કર્યો. અને આજ્ઞા થતાં તુરત તે પેલાને લેવા ગયો.

અને જોત જોતામાં તે પેલા માણસને લઇ હાજર થયો. આ માણસને જોઇ તુરતમાં તો બધા નવાઇ પામ્યા. પ્રધાને તેને વિવેકથી પુછ્યું.

" યુવક આપને અત્રે પધારવાનુ પ્રયોજન શું તે જણાવશો કે..
" શા માટે નહી ! "
" તે જણાવો ! "

" આપને એક નવી ખબર આપવા આપ ચંપાના પતિના બાપકે ? " પેલીએ સંશય ભરેલા અવાજે જણાવ્યું. અને તેની ઓળખાણ માટે પુછ્યું.

"અહા ! હુંજ ત્હેના શા સમાચાર છે. તે સ્તવર જણાવો ! "

" તે ત્યાંથી પ્રલાયન થઇ ગઇ છે ? રાજા પોતાની શોધ કરે છે ! પણ હજુ સુધી ત્હેના કાંઇ સમાચાર નથી ? "

" હેં ? આ શું કહો છો ? શું સમાચાર તેવા છે ? ચંપા ત્યાંથી નાસી ગઇ ? "

" હા તેમજ છે ? પણ તહમો કોઇ જાતની ફીકર કરશોમાં ! મારી પ્રત્યે આપ કોઇપણ જાતનો સંશય લાવશોના ! " પેલાએ કહયું.

" નાના મ્હને આપની તરફ સંશય નથી પણ આપે જો ચંપાને જોઇ હોય તો મ્હને તે જગ્યા બતાવત ! " પેલા તરફ ભય ભીતી અને પ્રેમાળ તાને ચંપકલાલ તરફ જોઇને કહ્યું.

" પણ સરદાર સાહેબ ! આજ યુવકે જયાને બચાવી હતી ! " તેમાંનાં એકે તેની બહાદુરી બતાવતાં કહ્યું.

વીર યુવક ? આપની બહાદુરીના માટે મ્હને માન છે ! પણ આ વિષય ચંપા કયાં છે તે મ્હને સત્વર બતાવશો તો આપનો ઉપકાર હું ભુલીશ નહિં ? પેલાએ ચંપાની જવાની તત્પરતા દર્શાવી.

ત્હમે આ બધાને અહીંથી દુર કરો તો હું મ્હારૂં પોતાનું ઓળખાણ ચંપાનું ઠેકાણું બતાવું. " તેણે તમામને ત્યાંથી બ્હાર

કાઢવાનું કહયું અને તેમ થાય તોજ પોતાનું ઓળખાણુ અને ચંપાનું ઠેકાણું બતાવવા કહયું.

" જાવ અત્યારેને અત્યારેજ બ્હાર જાવ ! તેણે તમામ પોતાના માણુસોને બ્હાર જવા આજ્ઞા આપી તે તમામ બ્હાર ગયા.

" બોલો હવે શું ભેદ છે ? સત્વર જણાવો ! કે જેથી અમને શોધ કરવાની પણ ઉતાવળ થાય ! " અતી આગ્રહ પુર્વક તેનો ભેદ જાણવાના હેતુથી જણાવ્યું.

" પૂજ્ય સસરાજી હુંજ આપની પુત્રવધુ ચંપા ! હુંજ રાજાના હાથમાંથી આ વાર છટકી અહીં આવી છું અને રસ્તામાં જયાને છોડાવી તેના પિતાને ત્યાં મુકી આવી.

અને જયારે ત્યાંથી આપની ભાળ મળતાં રાજસભામાં ગઈ ત્યાંની તમામ હકીકત સાંભળી અને અહીં આવી છું ! નાથ આપે મ્હારા માટે ઘણા કષ્ટ વેઠયાં હશે ! આપ મ્હારા માટે જેલમાં પણ ગયા. અને આપ છુટયા, તે ઘણુંજ સારૂં થયું છે હવે આપની ચંપાની સેવા સ્વિકારશો. " ચંપકલાલે પોતાને ચંપા હોવાનું અને પોતાની પરીસ્થિતિ જણાવી.

વાંચકગણુ ! ચંપા તેજ ચંપકલાલ હતી જંગલમાં પોતાને કેદ કરી હતી. ત્યાંથી રાજાનો ઘોડો લઇને આગળ વધી. બહાદુરી પુર્વક વાય અને વનચર પ્રાણીઓની પરવા કર્યા વગર આગળ ને આગળ વધી પોતે અહીં આવી હતી.

" કોણુ વ્હાલી ચંપા ! આ શું અચાનક ? તું ત્હારી બહાદુરીથીજ અહીં આવી ! ખરેખર મ્હને ત્હારી બહાદુરી જોઇ ઘણોજ ધન્યવાદ આપવાની ઇચ્છા થાય છે ! " તેના વિરહથી ઝુરાતો પ્રેમાળ

પતિ સુંદરલાલ બોલી ઉઠયો.

" ચંપા બેટા તું સુખી થા ત્હારા સામે રાજાએ કરેલા અન્યાય નો જવાબ લેવા હું હવે તૈયાર થયો છું અને કોઇપણ ભોગે તે રાજાને પદભ્રષ્ટ કરી તેના પુત્રને ગાદી અપાવીશ ! ત્યારે મ્હારા હૃદયને શાંતિ વળશે ! " પ્રધાને પોતાનો કુકુ રાજે પ્રગટ કરતા બોલી ઉઠયો.

તમામ માણસો ત્યાં હાજર થયા અને ચંપાને પોતાની વચ્ચે જોઈ ઘણાજ ખુશી થયા. અને પોતાનો જય જયકાર વર્તાવવા લાગ્યા તેના માણસોમાં ઓર તેજ વધી પડયું. અને પાછા પોતાનો આનંદ પ્રદર્શિત કરી ગુફામાં આનંદ આનંદને આનંદની ધ્વનિથી આખી ગુફા ગાજી રહી ખરેખર અત્યાર સુધી આ બધો જોર અંધ-કારમાં રહયો ને હવેજ તેનો ભેદ ખુલ્યો.



## પ્રકરણ પંદરમું.

### પ્રેમાન્ધ જયા.

પ્રેમ પ્રેમ સહુ કોઈ કહે
જાણે ન પ્રેમની રીત,
જાણ્યા વિણુ થશે નહિ
વો પ્રેમી નહિ ખચીત
પ્રેમ મહા દુર્લભ છે—
દૈવી એ બક્ષીસ—
પ્રેમ થયો જો શ્રી હરી—
તો જીવન પાર તરીશ—
" प्रहलाद "

પ્રેમ એ દૈવી ચીજ છે, મનુષ્યોમાં સાચો પ્રેમજ નથી ? કોઈ સ્વરૂપવાન સ્ત્રીને જોઈ વિષય લાલસા નહિ રોકી શકવાથી તે નીચ કાર્ય પાર પાડવા માટે " હું ત્હેને ચાહું છું " આમ બણબણાટ કરવો તે મીથ્યા છે.

પ્રેમ પ્રભુ તરફથી અપાયલી અમુલ્ય ભેઠ છે, પ્રેમ કાંઈ શાક ભાજી ન હોય ! સાચા પ્રેમીનું હૃદય હંમેશા ત્હેના માટે ઝંખ્યાજ કરે છે. વિયોગ તે પ્રેમની કસોટી છે. સત્ય છે કે અસત્ય છે કે જાણુવા સાચા પ્રેમીની પ્રથમ પરિક્ષા તેજ કરવાનો ! સાચો પ્રેમી તેમાં ઉતીર્ણ થવાનો.

જયા પોતાના રક્ષણ કરનારપર મોહાંધ બની. ચંપક પાસે સાથે આવવા માગણી કરી પણ ચંપકે ના કહી.

જયા માતા પિતાને મળી—આપત્તિ ટળી—પણ જયાના મનનું હરણ થયું. જયાનો આનંદ ઉલ્લાસ સહુ ઉડી ગયા—ચંપક સાથે.

ઉન્હાળાની એ અપ્રતિમ સંધ્યા હતી, પુષ્પો પોતાની સુગંધ પ્રસરાવતા. તેના રસ ભૂખ્યા ભ્રમરો આમતેમ ફરતા અને તેને ચુસતા જયા ત્યાં બેઠી હતી. પોતાની સહચરીઓ પણ ત્યાંજ હતી. જયા ચીંતામાં હતી. પોતાનું હૃદય થોભતી હતી. સખીયો તેના માટે વીધવીધ જાતના ફુલ ચુંટી લાવતી, અને તેને પ્રફુલી કરવા મથતી.

પણ બિચારી સખીયોને કયાં ખબર હતી કે તેના હૃદયની ચોરી થઇ છે. જયાએ પાસે પડેલા ફુલના ઢગલામાંથી એક સુંદર ખીલેલું ફુલ લીધું સુંગ્યું અને તરતજ બોલી ઉઠી—

“ અહા ! હેવી પુષ્પ કેવી સુંદર ખુશબો આપે છે ! પણ ! કમભાગ્ય ફુલડાં ! ત્હારી કાલ શી દશા થશે ? ત્હારો રસ ભૂખ્યો ભ્રમર ત્હને અડશે પણ નહિ ? ત્હારામાં મરી પડનાર એ ભ્રમર તારી ઉપર થુંકશે પણ નહિ ! અહા ! શું મારો ચંપક ભાવિમાં એવો થશે મ્હને આપેલું વચન તોડશે !.........

“ કેમ ! અલી ! સખે ! તું શા વિચારમાં છું ? કહે તો ખરી ? ” જયાની વિચારમાળા તુટી, અને તેની સખીનો અવાજ સાંભર્યો.

સંધ્યા લાલ પીળા બીછાના બીછાવી—સુર્ય દેવતા સાથે ચાલી ગઇ અને ધીરે ધીરે ચાંદલીયો પ્રગટવા લાગી. પશ્ચિમાકાશમાં આમ તરહ તરહના ફેરફાર થઇ રહ્યા હતા.

“ ચાલને અલી આપણે પણ ગઇએ ! ”

" શું ગાઇશું ? "

" કૃષ્ણ રાધાનો રાસ. "

જોત જોતામાં બધી ઉઠી. અને રાસ ગાવા લાગી જયા, તો પોતાના કૃષ્ણજીના વિચારમાં હતી, ત્યાં એક બોલાવા આવી. "અલી બા ! આવી તે કેવી ? બધા તારી વાટ જુએ છે ! " જયાનો હાથ પકડી તે ખેંચી ગઇ અને ગાવા લાગી.

રૂડી પુનમની રાતડીને

મારા હ્રદય સ્વામીની સાથરે

જીવન હેતે વહી જશેરે—"

" બળ્યું ગાવું છે શું ? હું તો આ ચાલી–" આમ કહી જયા ગઇ. સખીઓ તો પાછળ જોઈ રહી–"અલી ! પણ આ શું ? જયા ઘહેલી ન હોય ! "

" હા ! આ કાંઇક દાળમાં કાળુ લાગે છે !"

" હાવે, અલીઆ ! હું તેના ખંડમાં ગઇ ત્યારે તે બણબણતી હતી ! "

જયા તેની બેનપણીઓને આ પ્રમાણે વાતો કરતી મુકી બધાની અજાયબીની વચ્ચે તે પોતાના ખંડમાં ગઇ, બારી ઉઘાડી–ને ચંદ્રમા સામે ટગર ટગર જોઇ રહી.—

આજ તેનું મન ઉદવેગમાં હતું. ચંદ્રમાની શીતળતા અવની પરના માણસો લુંટી કાંઇ અલૌકીક મઝા માણતા હતા. હ્રદયને અપુર્વ શાંતિ આપતા હતા. ત્યારે જયાના દીલમાં ભયંકર દાવાનળ સળગતો હતો.

મનને શાંતિ આપવા વીણા લીધી. બારી પાસે કોચ નાંખી તે ઉપર બેઠી. ચંદ્રમાની સ્પર્ધા કરતું તેનું વદન ! જાણે બીજનો ચંદ્રમા ! વીણાપર હાથ નાંખ્યો ને ગાવાની તૈયારી કરી—

હાથ વીણાપર ફરતો હતો પણ ચીત કાંઇ કાંઇ ઘટમાળા ઘડતું હતું. હૃદયનો ધબકારો કાંઈ જુદોજ હતો ? તો જયા ગાય ક્યાંથી ?

વીણા–! વીણાના ઠેકાણે–ને પાછી ઉભી થઇ. બારણા ઉઘાડા હતા–બંધ કર્યા. બારીએથી પડવા–આત્મહત્યા કરવાનો વિચાર થયો તૈયાર ને બોલી––

રહી હું આશમાં બહુએ––છતાં પુરી થઇ નહી એ;
થયું નિરાશ હૃદય તેથી––બધું ઉલ્ટું બન્યું હા ! એ......

" સબુર ! "............

એ અદ્દશ્યથી અવાજ સંભળાયો જયા પાછી ફરી--બારીએથી પડવાની-અંતિમ ઇચ્છા પાર ન પડવાથી, તે આત્મહત્યા કરતી બાળા પાછી ફરી-કોઈ ન જોયું વળી તૈયાર થઇ. " બસ ! હૃદયની ભ્રમણા દુર કરીને હવે મ્હારે મ્હારૂં કાર્ય ઝટ આટોપવું ત્યાં શાંતિના ધામમાં જઈ તેમની આવાગમનની રાહ જોઉં " આમ કહી પાછી તૈયાર થઇ.

" પ્રાણ ! આપની માળાના મણકા ફેરવી થાકી. આશા બધી ધુળ મળી ગઇ. જીવન ઉપર ધીટકાર વરસવા લાગ્યો ".........

" વિચાર કર ! વિયોગ તે સુખનો વધુ વખત, ભેગાં રહેવાનો આવકારદાયક સંદેશ છે--પ્રેમની અતુલ કસોટી છે--તું તેમાં નિષ્ફળ કાં જાય છે ! "

" અહા ! મ્હારી ગંભીર ભૂલ.........

આમ ત્હેને બચાવી--કોણે ? હૃદયમાં રહેલા પ્રેમે !

પ્રેમીના હૃદય પ્રેમથી ભરેલા હોય છે ! ઘડીભર પણ વિખુટું પડવું એટલે મરવા જેવું ! વિશુદ્ધ--વાસના વિનાનો પ્રેમી-પોતાનો પ્રેમી

તેવોજ શોધશે ! તેવાજ પ્રેમી જગતના લોકોને કાંઇ નવું ચેતન આપશે !

દુનીયા તો એકદર છે ! કોણ જાણે કેમ બધાંને તે પીળાંજ જુએ છે ? જયાને તેની બેનપણીઓ ગાંડી ગણવા લાગ્યા–ને તેથી પણ એ ડગલા આગળ વધી--

જયા વિશુદ્ધ પ્રેમમાં મસ્ત હતી. ચંપકની મનોહર મુર્તી તેની સમક્ષ તરવરી–હાજર થઇ. જયા બોલી ઉઠી–" અહા ! કેવા સુંદર ! ભલો અને સ્વભાવ ! અને તેનું રૂપ ! જાણે ઇંદ્ર લોકનો ગુલફામ ! અરે ! વિભુ ! હું તેની સબજપરી થાઉં તો ? અહા ! પણ મ્હારા ભાગ્ય કયાંથી ?..........

" બેટા ! શું કરે છે ?" વિચાર વમળ તોડતા તેની માતાનો અવાજ તેના કાનપર પડયો.

" મ્હારા ખંડમાં સુતી છું ! મારૂં માથું ભમે છે ? કેમ કાંઇ ખાસ કામ છે ?" બંધ બારણે જયાએ જુવાબ આપ્યો.

" તો બેટા થોડું જમી લેને ! હ્રદયને કાંઇક શાંતિ વળશે !"

" બા તું કહે છે તો ખરી પણ મ્હને સારૂં નથી તો ખાઇને હાથે કરી વધુ પીડા શું કરવા વોરૂં ? ત્હારે મ્હને મારી નાંખવી હશે કેમ ?" જયાએ તેને ત્યાંથી કહાડવાને પોતાના વિચાર વમળમાં ખલેલ ન પડે તે હેતુથી કટાક્ષ કરી કહ્યું.

" ભલે–તારી જેવી મરજી ત્યારે ! અમારો તો જીવ બળે એટલે કહેવું પડે ?" ને ત્યાંથી તેની માતા તરત ચાલી ગઇ.

જયાએ સારંગી પાછી હાથમાં લીધી અને ગાવા માંડયું—

કહે છે લોક પુછે છે થયું છે શું કહેતે હા !

કહો કહેવાય શી રીતે ? હૃદયની વેદનાને હા !
હૃદયની વેદના ભુરી ન જાણે દુન્યવી લોકો,
પુછી કંટાળતા આખર અહા ! એ દુન્યવી લોકો.

× × × ×

હૃદય બસ પ્રેમીને ચહાતું બધે બસ શોધતું બાપુ
ઘરે ઘરના ખુણે ખુણા—ભરેલા પ્રેમથી ચાખું
કરીને ત્યાગ દુનીયાને—જઇ ગળવા ઇચ્છુ એને
હૃદયની વેદના કહીને—ઇચ્છુછુ ભેટવા તેને.

આમ ગાતા ગાતા જયા નિંદ્રાના ખોળામાં સુતી ચંદ્રમા ત્હેના મુખ ઉપર પ્રકાશી તેની શોભામાં ઓર વધારો કરી રહ્યો હતો. તેના અધરામૃતપર એ ચંદ્ર—મુર્ખ ચંદ્ર રમી રહ્યો હતો.

વાંચક ! તમે ખીજાશો માં ! તમારાથી લુંટાય તો તમો પણ લુંટો—પણ ચંદ્ર જેવા નિષ્કલિકી બનો—



## પ્રકરણ ૧૬ મું.

### મદનરાય મરાયો.

હવે પ્રધાન પોતાની ટુકડીને બળવો કરવા. તૈયાર થયો અને આખી ટુકડીનો વિચાર જાણવા અને શું કરવું તે વિષે જાણવા એકત્ર થયા.

"હવે આપણે રાજા પાસેથી જુવાબ મેલવી અને રાજાને ગાદી પરથી ઉઠાડી મુકીને રાજ પુત્રને ગાદીપર બેસાડવો મારી તો સંપૂર્ણ ઇચ્છા છે કે હવે આપણે બેસી ન રહેવું."

તમારી શું મરજી છે ! તે જણાવશો ?

"આપની મરજી હોય તે ખરી ?" બધાએ જવાબ આપ્યો.

"સરદાર સાહેબ બ્હારથી આ એક માણુસ કાગળ લાવ્યો છે. આજ્ઞા હોય. તો માણુસને અંદર લાવું !" કાગળ આપતા આપતા તેના હજુરીયાએ જણાવ્યું.

કાગળ લીધો અને વાંચ્યો. ક્રોધીત થયો અને પોતાના બધા માણુસોને કાગળ વાંચી બતાવ્યો. તેમાં આ પ્રમાણે લખ્યું હતું–

"દુષ્ટ નરાધમ લુણુહરામી પ્રધાન—

ત્હારા કારસ્થાનોની અમને ખબર છે. ત્હારી ખબર લેવા અમો તૈયાર છીએ.

લખવા કરતાં ન્યાયના રસ્તાપર આવી. યુદ્ધ કરવું તેમાંજ બહાદુરી છે. જ્યારે છુપો હુમલો કરવા તેમાં નીચતા અધમતા અને હલકાપણું પણ છે જો યુદ્ધ કરવા તું તૈયાર હોય તો અમો તઇયાર છીએ. હીચકારા જુવાબ આપજે.

લી. મદનરાય—"

મદનરાયનો પત્ર વાંચી. આખી સભાના માણસોના હૃદયમાં ગુસ્સાની લાગણી વ્યાપી રહી. અને ઘડીભર તો કોઇપણ કાંઇ બોલ્યું નહીં. અને શાંતિ પથરાઇ રહી.

"હવે આપણે શો જવાબ આપીશુ ?" પ્રધાને જણાવ્યું.

"ગમે તે થાય પણ આપણે લડાઇ કરવી. શું આપણે બાયલા છીએ શા માટે આપણે ન લડવું ? તઇયાર થાવ !" ચંપાએ પણ બધાને શુરાતન આપતા પોતે પણ હાથમાં નાગી તરવાર લઇને ઘુમવા માંડયું.

જય......જય......વીરલાનો......જય......જય......ન્યાય અને સત્યતાનો......જય......સરદાર......આમ આખી ગુફામાં જય જયના ગર્જનાની પેઠે અવાજ ગાજી રહયા. અને બધા તૈયાર થયા.

"ચાલો.........તૈયાર થાવ !" પ્રધાને હુકમ આપ્યો. અને તમામ તૈયાર થયા. ને મદનરાયને જુવાબ આપવા કાગળ લખવા માંડયો--

"મદનરાય--

ત્હમારો પત્ર મળ્યો. ત્હારી તમામ હકીકત વાચી નસોમાં ગુસ્સો વ્યાપ્યો. પણ ધીરજથી ક્ષાતવટના નિયમ પ્રમાણે મ્હારે જુવાબ આપ્યા વિના કાંઇ ઓરોજ છુટકો છે, હું વણીક છું પણ ક્ષત્રિ ધર્મને ઓળખું છું.

નરાધમ નીમકહરામ કુતરા—જેને ત્યાં ખાય તેનું પણ હલાલ કરવા. તો શીખવું તું ? ત્હારા પ્રતાપે આખા રાજ્યની પાયમાલી થવાની છે. હું રાજ્યદ્રોહી નથી પણ રાજ્યનો હીતેચ્છું છું, ત્હારી

શીખામણુથી અવળા માર્ગ પર ચાલનારા રાજાનો, દુષ્ટ રાજાનો અંત આણુવો તે મારી ફરજ છે ને તેના માટે મ્હેં રાજ્ય સામે બહારવટુ લીધું છે. મ્હારે રાજ્ય જોઇતું નથી. પણુ ત્હારા રાજવીના અત્યાચારો ખુબ વધ્યા છે. તે અત્યાચારોનો અંત આણી હું ધર્મના શુત્રોથી રાજ્ય ચલાવનારને અહી લાવવા માગું છું તું ગમે ત્યારે યુદ્ધ કરવા તઇયાર હોય તે વખતે હું પણુ તઇયારજ છું.

લી૦ ન્યાયનો પોષાક--
રામપ્રસાદ "

ચીઠી લઇ મદનરાયનો માણુસ રવાના થયો, અને તુરતમાં તે જશે પણુ તે પહેલાં ચંપાએ કાંઇ વિચાર કર્યો અને અમલમાં આણવા માટે તે છાનીમાની ઘરની બ્હાર નીકળી ગઇ અને ઘોડાપર રવાના થઇ જોતજોતામાં તે બ્હાર ઝડપથી જતી રહી.

હવે મામલો રંગપર હતો મદનરાયે પોતાના માણુસોનું મુખ રાતનાજ હુમલો કરવાનો વિચાર કર્યો. અને તે પ્રમાણે રાતના અમલ કરવા તઇયાર થયા.

રાત્રીનો અંધકાર અવનીપર પથરાઇ રહયો હતો કોઇ બીજું પણુ જણાતું નથી. આવા ઘોર અંધકારમાં મદનરાયે પોતાનું સૈન્ય તઇયાર કર્યું બરાબર રાત્રીના બાર વાગ્યાના શુમારે તઇયાર થયા. માણુસો ઉંઘમાં ઉંઘતા હતા.

ગુફામાં ભયંકર શાંતિ પથરાઇ હતી તમામ નિદ્રાને આધીન થયા હતા, કોઇને પણુ રાજ્યના આ બહાદુર કર્મની ખબર ન હતી. તેથી તમામ ઉંઘમાંજ ઉંઘતા હતા અને બહારથી બારણું ઉઘાડવનો અવાજ રામપ્રસાદ દિવાનના કાને આવ્યો સુંદરલાલ અને દિવાન જાગૃત થયા તે બહારના નીચ હુમલો થવાનો છે તેમ તેઓને ખબર પડી ગઇ.

પ્રધાને પોતાના તમામ માણસોને જગાડયા. અને તૈયાર કર્યા પ્રધાનને એક માણસને દરવાજા આગળ ઉભો કર્યો અને હારજ કરવો તેવો હુકમ આપ્યો! પણ બ્હારથી દ્વાર તુટયું અને બધા અંદર દાખલ થવા લાગ્યા. મદનરાય દુર ઉભો ઉભો બધાને અંદર જવાની આજ્ઞા આપી રહ્યા હતા.

" ઓ બાપ " આમ કહીને અંદર બે ત્રણ જણ પડયા અને પછી તો ભારે યુદ્ધ જામ્યું ત્યારે રાત્રીના બીજા માણસો આરામ ભોગવી રહ્યા હતા તે વખતે અહીં તો મારા મારી ચાલતી હતી.

" મારો મારો કાપો કાપો લુંટો બસ મારો " આવા અનેક પ્રકારના ઘોર ધ્વનિથી આખું ઠેકાણું ગાજી રહ્યું હતું.

" મારો—વીરા બળવા ખોરોને ? " મદનરાય દૂર ઉભો ઉભો પોતાના માણસોને ઉશ્કેરી રહયો હતો તેવામાં ત્યાં ઘોડાના પગનો અવાજ સંભળાયો મદનરાય શચેત થઇને સાસો થાય તેને પહેલા તેનું મસ્તક ઉડયું અને મસ્તક હાથમાં લઇ ઘોડાપર બેસી ગુફામાં અંદર પ્રવેશવા માંડયું આ વખતનો દેખાવ. ખરેખરે રાક્ષસોને મારવા જતા ભયંકર ભાસ થતો હતો.

તેણે અંદર પ્રવેશતા કાંઇ ઓર ધમાલ કરવા માંડી પાછળથી તેણે રાજ્યના માણસોને કાપવા માંડયા,

રાજ્યના અમલદારો આમ બંન્ને પ્રકારનો આગળ પાછળનો મારો સહન કરી ન શકયા તે છેવટે નાસવા માડ્યા. પાછળ પેલો સ્વાર પડયો ને તેમાંથી પણ તે ઘાયલ કરી પાછો ફર્યો દ્વાર બંધ હતું પણ અવાજ પાડતા ઉઘાડયું. તે આવનાર સ્વાર અંદર દાખલ થયો.

પ્રાતઃકાળ થયું આખા નગરમાં ગઇ કાલની વાત જાહેરમાં આવી મદનરાય મરાયો તે પણ જાહેર થયું. મદનરાયને મારનાર પાછળથી આવનાર સ્વાર તે ચંપા ! તેને કાગળ વાંચી તરતજ શંસય ગયો હતો છુપી રીતે મ્હેલમાં તપાસ કરીને તેમના કારસ્થાનની ખબર પડી રાત્રે તેણે તો અપુર્વ જોર બતાવ્યું ને મદનરાય મરાયો.

આખી પ્રજા આથી ખુશ થવા લાગી. દુષ્ટોનું નીકંદન કાઢનાર પ્રધાનને ધન્યવાદ આપવા લાગી.



# પ્રકરણ સતરમું.



## સુખી સંસાર.

મદનરાય મરાયો આ સમાચાર જાણી રાજા તો ગભરાયા. પોતાનો વિદ્વાન પ્રધાનના મરણના સમાચારને રાજાની આંખમાંથી અશ્રુ ધારા વેવડાવવા લાગ્યા.

"ઓ મદનરાય ! તું મરાયો ! હવે મારૂં કોણ ? હવે હું શું કરીશ ?" રાજાની આંખમાંથી આંસુની ધારા ચાલતી હતી ને આમ બોલતો હતો તેવામાં તેમનો સેવક અંદર આવ્યો ને બે હસ્ત જોડીને બોલ્યો કે "બાપુ માજી પ્રધાન રામપ્રસાદ અહીં આવવા માંગે છે ?"

"હા ! આવવા દ્યો ? પણ ત્હેના શસ્ત્રો હેઠળ મુકાવીને આ-વવા દેજો !" રાજાએ આજ્ઞા આપી તે સિપાઇ પ્રધાનને અંદર લાવવા ઉપડી ગયા ને જોત જોતામાં પ્રધાન અંદર આવી ઉભો રહ્યો, ને બે હસ્ત જોડયા. રાજાએ પોતાની આંખમાંના આંસુ લુછીને પુછ્યું----

"અત્રે પધારવાનું પ્રયોજન ?"

"બાપુ હું રાજ્યદ્રોહી નથી. પણ રાજ્યના ભલા માટે મારૂં સર્વસ્વ અર્પણ કરવા પણ તૈયાર છું. પણ મદનરાય જેવા ક્રોધીના મુખની શીખામણુથીઆપ અવળા માર્ગપર ચાલ્યા. મારી પુત્રવધુ તે આપના પુત્રીજ કહેવાય ! આપ તો રાજ્યના રક્ષક છો. પ્રજા અ-પને પુત્ર સમાન હોય ! અને પ્રજાની વહુ દીકરીની લાજ જો કોઇ

નરાધમ લુંટતો હોય તો પણ આપણે બચાવવા તે આપણો ધર્મ છે! બાપુ હું તે માટેજ બ્હારવટીઓ થયો હતો. હવે મ્હારે આપની જોડે કાંઇ પણ વેર નથી. પણ મ્હારી પ્રતિજ્ઞા છે કે હવે આપની ગાદી અને આ તમામ રાજ્ય સત્તા આપના મોટા પુત્રને આપો !"

"શું હું ગાદીપરથી ભ્રષ્ટ થઇને........

"મારી પ્રતિજ્ઞા છે ને તે પ્રતિજ્ઞા પરીપુર્ણ કરવી તે મારી ફરજ છે. હવે આપ વાનપ્રસ્થ થાવ તો ખોટું શું ? મદનરાયે વેરથી પ્રેરાઇને જણાવ્યું હશે કે હું ગાદી મેળવવા ખટપટ કરૂં છું પણ તે તદન ખોટું છે ? હું કદી પણ રાજ્યસત્તા મારા હાથમાં લેવા માંગતો નથી. ને મ્હારે પ્રધાનવટુ લેવું પણ હરામ છે !"

"જો આપની તેવી મરજી હોય તો હું તેમ કરૂં, પણ તે પહેલાં મ્હને જણાવો કે ત્હમે મ્હને મારા કૃત્યો માટે ક્ષમા આપી હશે ? આપ મ્હને જણાવો કે ત્હમે મ્હને મારા કૃત્યો માટે ક્ષમા આપી પ્રજાની વહુ દીકરીની આબરૂ લુંટવામાં મઝા માણતો હતો પણ-હવે મ્હને તેવા કૃત્યોનો બરોબર બદલો મળ્યો છે !" રાજાએ નીચા પડી પ્રધાનના પગમાં માથું નમાવતાં કહેવા માંડયું.

"અરે ! બાપુ આપ તો હમારા અન્નદાતાર ! આપને તે વળી માફી હોય ?

ઉઠો, ઉઠો, તમારા પાપનો પશ્ચાતાપ તેજ માફી છે" આમ કહી પ્રધાન પોતાના રાજાને ભેટી પડયો.

બીજે દિવસે પોતાના મોટા પુત્ર રીપુદમનને ગાદીપર આવવાનું રાજસભામાં જાહેર કર્યું આથી સભા રાજી રાજી થઇ ગઇ અને આખા નગરમાં પણ ઉલ્લાસ અને આનંદ પ્રવર્તી રહયો. ને

પ્રધાન રામપ્રસાદના વખાણ થવા લાગ્યા. જેટલા પ્રધાન રામપ્રસાદના વખાણ થતા તેટલા બલ્કે તેથી પણ વધારે વીરબાળા ચંપા શેઠાણીના વીરતા ભર્યા, શુરવીરતા અને હીમ્મતના વખાણ થવા લાગ્યા.

પ્રાતઃકાળ થવા આવ્યો. સુર્ય ભગવાન પુર્વમાં આવી પહોંચ્યા. ઉષાએ લાલ પીળા રંગના શાથીઆ પુરવા માંડી અને મનુષ્યો પોતાના કામે વળગવા લાગ્યા.

આજ દરબારમાં પણ અલૌકીક શોભા વધી રહી હતી.

રાજ્યના મોટા મોટા શ્રીમંતો શેઠીઆ અને અમદાવાદ વર્ગ પણ અતી ઉલ્લાસમાં હતો તે વખત થતાં રાજા ગૃહરીપુ અને પાટવી કુંવર રીપુદમનસીંહ પણ આવી પહોંચ્યા. આખી સભા ઉભી થઇ અને જયજયકાર કરવા લાગ્યા. ત્યારબાદ પ્રધાન રામપ્રસાદ સુંદરલાલ અને ચંપા શેઠાણી દાખલ થયા.

ગૃહરીપુએ રાજ્યરીપુ દમનસીંહને આપવા માટે મુગટ શીરપર મૂકયો. ચંપા શેઠાણીએ રાજ તીલામ કર્યું અને તરેહવાર ઇલ્કાબો આપવા માંડયા. સુંદરલાલને પ્રધાનપદ આપ્યું, અને ગૃહરીપુના રાજ્યમાંથી નાંસી ગયેલી પ્રજા પાછી ઉલ્લાસ આનંદમાં આવી ત્યાં રહેવા લાગી.

ગામમાં સુંદરીઓએ બારણે સાથીયા પુર્યા, અને રાજા રીપુ દમનસીંહનું શુભ ઇચ્છયું.. ......



# પ્રકરણ અઢારમું.

## ઉપસંહાર.

પ્રિય પાઠકગણ હવે આપણી વાર્તાનું છેવટ આવે છે પ્રધાને પોતાની પ્રતિષ્ટા વધારી. પાટવી કુંવરને ગાદી આપી. અને મળતીઆ નરાધમ મદનરાયના શા હાલ થયા તે આપણે જાણી ગયા છીએ.

જાતિ સ્વભાવ કદીપણ ન જાય. તેમ કોળી જાતનો મદનરાય કે જેને રામપ્રસાદેજ ઉછેરીને મ્હોટો કરી આટલી ઉચ્ચ સ્થીતી પર લાવ્યો હતો. તેના ક્રૂર, નીચતા ભર્યાં કારસ્થાન અને અંતે તેની બેહાલ દશા ! આપણને સારો પાઠ આપે છે.

આમાં મુળ સુંદરી તે બહાદુરતા ભર્યાં કામો તો ચંપાના છે. જો ચંપા ન હોત તો ગુફામાં તેમનું મોતજ હતું પણ અગમ ચેતી વાપરી તેણે તમામ બીના જાણી અને સુંદર રીતે તેનો બચાવ કર્યો ચંપા એક સતી હતી. તે મરતાં સુધી સતી રહેશે ! કોઇપણ સંયોગોમાં ગમે તેમ કષ્ટો પડવા છતાં પણ પોતે ચલીત થઇ નહીં.

જો ચંપા શેઠાણીએ પોતે પોતાની દાનત બગાડી હોત તો આટલો બધો અંજામ આવત કે કેમ ? તે સંશય ભરેલું છે. વળી જયાની સાથેની તેની પ્રીતી અલૌકીક હતી.

પોતે જ્યાં સુધી મારો પતો ન મળે ત્યાં સુધી મારા પતિએ બનાવટી નામ ધારણ કર્યું અને જયાનું મન હરણ કરી લીધું હતું.

તે આપણે આગળના પ્રકરણોમાં જાણી ગયા છીએ તેનું શું થયું તે પણ આપણે જાણવું જરૂરી છે.

જયાના માતપિતાને પણ તેની સાથે લગ્ન કરવાનું પસંદ હતું પણ ચંપકલાલ તે ચંપા છે તેવું જાણી નીરાશ થયા. પણ ચંપાનું હૃદય તેને વચન આપ્યા પ્રમાણે કરવાને તઈયાર હતું.

તેણે જયાને તે બાબત પુછી પોતાની સાથે રહેશે કે કેમ ?

જયા તેમાં સહમત થઈ.

ચંપાએ પોતાના પતિને કહ્યું ને સુંદરલાલ પણ ચંપાની આજ્ઞા પ્રમાણે જયાનો હસ્ત ગ્રહણ કરવાને તઇયાર થયા.

જયાના માતપિતાએ પણ તેમ રાજી ખુશીથી કર્યું ને જયા અને ચંપા બંન્ને જણીઓ સુખ સંપીને રહેવા લાગી.

આ ખુશાલીમાં વિરેન્દ્રને પણ છોડયો અને તેનો અપૂર્વ સત્કાર કરીને પાછી સેનાપતીની જગ્યા આપી.

છેવટમાં સારાનો અંજામ સારો આવ્યો.

બુરાનો બુરો, ખરેખર જેનું છેવટ સારૂં તેનું સૌ સારૂં "

જયાં રાજા પોતે રાજ્યનો પિતા-પાલક અને પોષક છે-તે ભાવના પોતે ભુલી જાય-પ્રજા એ તો પોતાની ત્રીજોરી, પોતાના મોજ શોખો કોઇ પણ ભોગે તેમણે પુરા કરતો જોઇએ તેમ માનતાં થાય-વિષય વાસના તૃપ્ત કરવા ખાતર પ્રજાની કોઇ પણ સ્ત્રી સામે દુષ્ટ નઝર કરે તેની પર સીતમ ગુજારે ત્યાં શું ન થાય.

શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન પણ પોતાની ગીતામાં લખી ગયા છે કે

**यदा यदाही धर्मस्य ग्लानीो भवती भारतः—**

"જગતમાં ધર્મને નામે અનાચારો વધે જ્યારે
નથી આકાર કાંઇ મ્હારો છતા અવતાર લઉં ત્યારે"

**प्रहलाद.**

તો પછી પ્રભુ કેમ પોતાના પ્રતિનિધીને ન મોકલે ? રાજા માને કે હુંજ પ્રભુ છું પણ તે તેની ગંભીર ભુલ છે દુનીયાનો માનવી કાંઈ પણ કળી શકે તેમ નથી.

"ધારે મનુષ્યો કંઇક પણ શ્રી હરી કરતા જુદુ—"

આ વાત આ પુસ્તકમાં દીવા જેવી જણાશે.

જગદાધાર દયાળુ પરમાત્મા તેવાને શીક્ષા આપે છે પણ તે લાકડીવતી નહિ પણ તેના ગેબી ફટકો છે, સુખ અને દુઃખ તેના ન્યાયના ત્રાજવા છે.

આપણામાં ધીરજ કયાં છે ? સહન કરવાની બીલકુલ શકિતજ નથી તેમ કહું તો ખોટું ન કહેવાય ?

"ઐરાંની બુદ્ધિ પાનીએ" તે કહેવતને ચંપા શેઠાણીએ જુઠી પાડી, જુઠી પાડી તેમ નહિ, પણ અબળા પણ પોતાના શીયળ ખાતર ગમે તે કરવા વખતો પ્રબળ પણ બને છે અને થાય છે દુષ્ટોને સંહારે છે—

ચંપાના શીરપર દુઃખો કાંઇ ઓછા પડયા નથી ગૃહરીપુ એ પ્રજાપ્રિય રાજવી હતો. પ્રજામાં તેના ગુણગાન ગવાતા હતા. પણ

મદનરાય જેવા નીચની સોબતે ચડી આખરે રાજ્યની પાયમાલી કરવા તઇયાર થયો; તેણે મામા સકુની જેવી ગરજ સારી !

  

જયાની સામે દુષ્ટ નજર કરવાથી કાંઇ ફાયદો થયો ? પણ મદનરાય જયાને જોઇ તેની આંખો આગળ વિષયનાં પડળ ફરી વળ્યા. જગતમાં જેની આંખોમાં કમળો હોય તે બધાને પીળો દેખે !

તેમજ થયું–રાજા ગૃહરીપુને કહ્યું. હેતુને ચાહતો.
પોતાનો આતો–
સાધીને સ્વાર્થ પકકોને દીધો ધકકો.........
તેના જેવું કરવા વિચાર હતો પણ પ્રભુ કયમ તેમ ફાવવા દે !
આમ તેના શા હાલ થયા ? કયાં મુવા ? કોના હાથે ?

જેનું શીયળ લુંટવા પ્રયત્ન કર્યો ! જેલમાં રાખી રાજા ગૃહરીપુ પણ જેની પર ફીદા ફીદા થયો. તે ચંપા શેઠાણીના હાથે.

આ દુનીયાના માણસોના હાથમાં પ્રભુએ સર્વસતા આપી હતતો તે કોઇપણ સ્ત્રીને જીવતી રહેવા દેત કે ? તેનું શીયળ સાચવવા કોઇપણ વીરલા બહાદુર બહાર નીકળત કે ? અરે–– નીકળે ખરો કે ?

આ પુરૂષો તો ટેવોમાં ટેહવાયલો, ટટ્ટુ છે ! ! સ્વાર્થ આગળ પોતાનો સીદ્ધાંત પણ ભુલી જવાનો !

વિશુદ્ધ પ્રેમ કેવો હોય ? આપણને પ્રેમાન્ધ જયાનું પ્રકરણ તે શીખવે છે.

રસ્તામાં જતી કોઇ દેવાંગના બઇરી ( પારકી ) ને જોઇ બાઇ-આની માફક વિષય વાન્છના તૃપ્ત કરવા ખાતર ગમે તેમ મોઢેથી બાકી-" મ્હને તેની તરફ પ્રેમ છે " તે એક તેવી વાન્છના ઢાંક-વાનું આડુ સુપડુ ધરે છે.

પ્રેમ એ દૈવી ચીજ છે; આંખોના ઇશારાથી પ્રેમ ના થાય પ્રેમ હૃદયની અર્પણની આરસી છે.

હૃદય ભાવનાનું પ્રતિબિમ્બ તે પ્રેમ !

પ્રેમને ખાતર મરવું તે પણ સહેલું–આપણી દુનિયાના માણ-સોમાં કયાં છે એવા પ્રેમીઓ ?

પ્રેમ તો ઇંદ્રની અપ્સરા દેવોને છોડી શાબજપરી ગુલ-ફામને વરી !

દમયંતી સ્વયંવરમાં સર્વ દેવોને છોડી નળરાજાને વરી ! તેના માટે દુઃખમાં દુખી થઇ–વનમાં રખડી આખરે સાચા પ્રેમી ફતેહ પામ્યા તેનું નામ પ્રેમ !

આજ આપણા સંસારમાં કલહમય જીવન છે. સુધારો–સુધારો ની વાતોનાં બણગા ફુંકાય છે. પણ તે જીવન કલહ સુધારવાનો રસ્તો પ્રેમ લગ્ન.

આટલા ઉપસંહાર પછી આપણી વાતોના તમામ પાત્રોનું અવલોકન કર્યો પછી તેના ગુણ દોષ તરફ વળીએ.

આર્યબાળા જયા જેવી વિશુદ્ધ પ્રેમી થાય–ચંપા જેવી શીયળની કીમ્મત સમજનાર થાય. તેવું તો તું વાંચ્છીશ ! ને !

છેવટમાં શ્રી પ્રભુ પાસે મારી નમ્ર પ્રાર્થના છે કે આર્ય અબળાઓ ચંપા જેવી શીયળની કીમ્મત ! શીયળના માટે મરી પડતા શીખે ! તેવી આર્યબાળા અમારા દેશમાં ફરીથી પાકે--પુનઃ પ્રગટ થાય—!

પાઠકગણ--!

તમામ દોષો રહીત હોતા નથી, તેમ કોઇપણ પુર્ણ છેજ નહીં તેમ આ વાર્તામાં અનેક દોષો હશે. તે તમામ દોષોને આપ ઉદાર હૃદયથી માફી આપી વાર્તામાંનો સાર રહેલો સારા ગ્રહણ કરશો તો પ્રયાસ સફળ થયો ગણીશ.

રાજા ગૃહરીપુ વાનપ્રસ્થ થયા. અને પોતે કરેલા કર્મ બદલ ઇશ્વર પાસે માફી માંગવા લાગ્યા--



# શિવપુરાણ.

રાગરાગણીમાં કવિ દુર્ગાશંકર કૃત. આ ગ્રંથમાં બ્રહ્મા ઉત્પત્તિ બ્રહ્મા વિષ્ણુનો સંવાદ, બ્રહ્મા વિષ્ણુ ઉપર શિવ પ્રસન્ન થયા, દક્ષનો યજ્ઞારંભ, દક્ષ તથા વર્ણન, શિવપૂજા વર્ણન, તારકાસુરે તપ કર્યું, શિવે કામદગ્ધ કર્યો, રતિવિલાપ, પાર્વતિએ તપ કર્યું, પાર્વતિ ઉપર શિવ પ્રસન્ન થયા, શિવવિવાહ, હીમાચલને ત્યાં શિવ જાન લઇને આવ્યા, શિવસ્વરૂપ દર્શન, મેનાનો શોક, મેનાને વિષ્ણુએ ઉપદેશ કર્યો, શંકરના સ્વરૂપનું વર્ણન, પાર્વતીના સ્વરૂપનું વર્ણન, હિમાચલે શિવને પહેરામણી આપી. પાર્વતી સહિત શિવ કૈલાસ આવ્યા કાર્તિક સ્વામીની ઉત્પતિ અને તારકાસુરનો વધ, તારકાસુરના ત્રણે પુત્રોનું તપ, મુંડી દૈત્ય વનમાં ગયો, મુંડીએ કરેલો વેદધર્મ શિવપૂજાનો નાશ, ત્રિપુરાસુર પ્રતિ શિવનું યુદ્ધ, કમળાક્ષ અને કૌંસના સંવાદ, કેકસ ઇંદ્રસંગ્રામ, વિષ્ણુ અને કમળાનું યુદ્ધ, વિષ્ણુકળા વર્ણન, શિવ ત્રિપુરાસુરનો વધ કર્યો. ત્રિપુરાસુરની સ્ત્રીએ કરેલું રૂદન, લિંગ ઉત્પતિ, નિર્ગુણની ઉપાસના, શિવની સ્થૂળ પૂજા, પુજાવિધી વર્ણન; કેતકીને શ્રાપ, ચંપાને શ્રાપ, ગણેશ ઉત્પત્તિ, બટુકનું યુદ્ધ, શિવે બટુકને હણ્યો. પાર્વતીનો વિલાપ, શિવે ગણેશને સજીવન કર્યો, ગણેશ લગ્ન, નંદીકેશ્વર મહિમા, સાધવિ મહિમા, અચળેશ્વર મહિમા, વિપ્રના શ્રાપનું વર્ણન, બટુક મહિમા વર્ણન, અરજુનનું તપ, પાર્થિક પૂજા, શિવરાત્રિ મહિમા રૂદ્રાક્ષમહાત્મ્ય, વ્રત મહિમા આદિ ઘણો રુસિક રસિક કથા ભાગ આ પુસ્તકમાં ઘણીજ સરળ ભાષામાં વર્ણવવામાં આવ્યો છે. ત્રણ સુંદર સુશોભિત રંગીન ચિત્રો દાખલ કરવામાં આવ્યા છે. પાકું સોનેરી પુઠું છે. કિંમત રૂ. ૪ાા પોસ્ટેજ માફ.

**મળવાનું ઠેકાણું—મંગળદાસ જોઇતારામ બુકસેલર.**

**રીચીરોડ-અમદાવાદ.**